# આભાર પત્રિકા.

સૌથી પહેલાં પાક પરવર દિગારનો ખરા દિલથી એહસાન માનું છું કે તેણે પોતાના પ્યારા હબીબ હઝરત મોહમ્મદ સલ૦ ના સદકામાં આ નાચીઝના દીલમાં “ બદરૂદુજા ” રિસાલો તૈયાર કરવાની તવફીક અતા કરી અને તે પછી મુસલમાનોના હમદર્દ તથા આવા નેક કામોમાં દર વખતે ભાગ લેનાર જાણીતા ખેરખ્વાહ **મીયાં હાજી ઇબ્રાહીમ કાસીમ અમલા સાહેબને** આભાર માનું છું કે જેઓએ આ રિસાલાની પહેલી આવૃતીની ૧૦૦૦ કોપીઓ પુસ્તક રૂપે પ્રકટ કરાવી મફત વ્હેંચવાના કામમાં મદદ આપી પરંતુ તે ૧૦૦૦ કોપીઓ તરતજ વ્હેંચાઇ જતાં બીજી આવૃતી બહાર પાડવાનો ખર્ચ ઇસ્લામી કામોમાં પોતાનાં ધનનો ઉપયોગ કરનાર જાણીતા ઇસ્લામી હમદર્દ **જનાબ હાજીમોહમ્મદ હાજી જુસબ સાહેબ** પ્રીટારીયાવાળાએ આપવાથી ઘણીજ ટુંક મુદતમાં આ કિતાબની બીજી આવૃતી પ્રગટ થાય છે. ઉપરાંત જે સાહેબોએ આ રિસાલો છપાવવામાં જાતી મહેનત લીધી તેમનો એહસાન પણ ભુલી શકાય નહીં. તેથી આ સ્થળે બધા સાહેબોનો ખરા દિલથી અહસાન માની દુઆ કરૂં છું કે અલ્લાહ કરીમ એમને એમની ભલાઇને બંને જહાનમાં નેક બદલો આપે. વળી અહમદાબાદથી પ્રગટ થતાં “દીન” અખબારના અધીપતી અને માલિક મીયાં નિઝામુદ્દીન કુરેશી સાહેબનો પણ અહસાન માનું છું કે તેમણે આ રિસાલાને પોતાના અખબારમાં પ્રગટ કરી વાંચકોને તેના મઝમુનથી જાણીતા કર્યા, અલ્લાહ “દીન” અખબારની તરક્કી કરે આમીન.

દુઆગો,

રહેવાશી કાલેચ (સુરત)
હાલ સેડીસ્મીથ નાટાલ આફ્રિકા

**ગરીબ ફકીર, મોહમ્મદ આબિદ મીયાં બિન હબીબુલ્લાહ ઉર્ફે બડામીયાં ઉસમાની અફ્‌દલા અનહો.**

અમદાવાદ પાનકોરને નાકે **મનહર** પ્રીન્ટીંગ પ્રેસમાં
**મોતીલાલ** ગણુપતરામે છાપી.

بسم الله الرحمن الرحيم



# અહરૂફુજા

" લા ઇકરાહા ફિદ્દીને કદ તબૈયનર રૂશદો મિનલ ગયે "
એટલે " મઝહબમાં કંઇ જબરદસ્તી નથી, સીધો માર્ગ ગુમરા-
હીથી જુદો ઝાહિર થઇ ગયો છે. "

" બિસ્મિલ્લા હિર્રહમાનિર્રહીમ. "

અલ્લાહુમ્મા સલ્લે અલા સયદેના મુહમ્મદીંવ વ અલા
આલે સયદેના મુહંમદીંવ વ બારેક વ સલ્લીમ.

## જલ્લે જલાલહુ

વો શીરીં નામ હે અલ્લાહકા જબ હમ ઇરકો લેતે હેં,
ચિપક જાતી હે તાલુકો ઝબાં અલ્લાહી અલ્લાહ હે,
યહાં અલ્લાહી અલ્લાહ હે નિહાં અલ્લાહી અલ્લાહ હે.
યહાં અલ્લાહી અલ્લાહ હે વહાં અલ્લાહી અલ્લાહ હે.
કરો અલ્લાહી અલ્લાહ દમબદમ અલ્લાહ ખુશ હોગા,
વહાં રેહમત બરસતી હે જહાં અલ્લાહી અલ્લાહ હે,
ગુજરતી હે શહાદત પંજગાના ઉસકી મસ્જિદસે,
ન આએ ગર યકી સુન લો અઝાં અલ્લાહી અલ્લાહ હે,

અલેફ જડ, લામ શાખે, હે સમર, તશ્દીદ ગુલ, સર મદ,
યે સારા ગુલસિતાં કા ગુલસિતાં અલ્લાહી અલ્લાહ હે.

**સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ.**

ઇત્રે બુએ મુસ્તફા હર ગુલસે મેહકા શાખ શાખ,
પઢ રહીહેં બુલબુલેં એહમદકા કલ્મા શાખ શાખ.
ફુટતી કલીયાં હેં પઢકર ફુલ હુવલ્લાહો અહદ,
બજ રહા હે બાગમેં અહમદકા ડંકા શાખ શાખ,
બસ ગઇ બુએ મુહમ્મદ ચાર સુ ગુલઝારમેં,
નૂરે એહમદ ગુન્ચવો ગુલ બનકે ફૂટા શાખ શાખ,
બાગમેં ઝિકરે જમાલે એહમદીસે હે નિહાલ.
ખોશા ખોશા, ગુન્ચા ગુન્ચા, પત્તા પત્તા. શાખ શાખ,
કયું ન હો શાદીસે હરએક નખ્લે ગુલશન બાગબાગ.
બસ ગયા હર ગુલમેં યસરબકા રંગીલા શાખ શાખ,
જિસ્કા કાયલ બુટા બુટા, જિસ્કા શેદા ફુલ ફુલ,
જિસ્કા આશિક પત્તા પત્તા, જિસ્કી શેદા શાખ શાખ.

---

બધી તારીફને લાયક તે ખુદાએ પાક છે, જે માબાપ કરતાં વધારે દયાળુ અને કમાલ ફઝલ ને બક્ષીસ વાળો છે. તે ખુદાવંદ પાક સારા નઠારા ઉપર વરસાદ વરસાવે છે, અને કાફિર તથા મુસલમાનો ઉપર સમાન રીતે સુર્યનો ઉદય કરેછે ને ચંદ્રમા પ્રકાશિત કરે છે. એ ખુદાની રેહમતનું વ્હેણુ દરેક વખતે જારીછે. એ પવિત્ર જાતની કૃપાનો મહાસાગર રાત દિવસ વહે છે. એક રજકણથી માંડીને સુર્ય સુધીને તેણેજ પ્રકાશ આપ્યો છે ને દરેક વસ્તુને તેણે અસ્તિત્વનો પોશાક આપ્યો છે. તેની બક્ષિસની નિશાની જમીનથી આકાશ સુધી આખા જગતમાં ફેલાઇ રહીછે અને દરેક રજકણ તેના ખુદાપણાથી લાભ મેળવેછે.

સુબ્હાનલ્લાહ ! ખુદાની નેઅમતો ગણી શકવાની કોની તાકાત છે અને કોની હિંમત છે કે તેનો શુમાર કરી શકે ? શરીરની એક એક રજકણ તેની અતિ પવિત્ર જાતનો મોટો ઉપકાર છે. ને શરીરના બધા રૂંવાટા તેની મોટી બક્ષિશ છે.

હવે એવી રીતે ખુદાના ઉપકાર એટલા બધા છે કે તેને કોઇ ગણી શકતું નથી તેની સાથેજ પવિત્ર ખુદાનો એ પણ મોટો ઉપકાર છે કે તેણે પોતાના બંદાઓને સીધે રસ્તે ચાલવા માટે નબીઓ અને રસુલોનો સમુદાય પેદા કર્યો અને તેમને ખાસ ખાસ દેશ અને અમુક અમુક કોમને સુધારવા માટે નક્કી કર્યા. સુબ્હાનલ્લાહ ! કોઇને એક ખાસપણથી આબરૂ બખ્શી તો બીજાને કોઇ ખાસ ઇનામથી ઇજ્જત આપી. અને એવી રીતે ફખ્રે મોજુદાત ખુલાસએ કાયનાત હઝરત મોહંમદ મુસ્તફા ( સ૦અ૦) ને આખા જગતની હિદાયત ને બધી દુનીઆને સીધા રસ્તા ઉપર લાવવાનું ભારે કામ સોંપ્યું અને આપને એ બધા સદગુણોને પવિત્ર ટેવોના સમુદાય બનાવ્યા. એજ કારણથી અમારા હાદી, અમારા પેશ્વા આપને કહેવામાં આવે છે.

સુબ્હાનલ્લાહ ! જેવી રીતે ચંદ્રમા સૂર્યથી પ્રકાશિત થાય છે એવીજ રીતે બધા નબીઓ ખુદાના નુરથી પ્રકાશિત થઇને જગતને પ્રકાશ અને નુર પહોંચાડે છે અને જેવી રીતે બીજના ચંદ્રમાની ધીમે ધીમે વૃદ્ધિ થઇને પૂર્ણિમાનો ચંદ્ર થાય છે એવીજ રીતે ખુદા પોતાની પવિત્ર શરીઅતને સમયાનુસાર પોતાના પેગંબરોની મારફત દુન્યામાં જાહેર કરતો રહ્યો છે તે અહીં સુધી કે આખર ઝમાનાના પેગંબર હઝરત મોહંમદ મુસ્તફા (સ૦અ૦) ની પવિત્ર જાતથી એ બીજનો ચંદ્રમા પૂર્ણ ચંદ્ર થયો.

જગતના ઇતિહાસનાં પાનાં ફેરવી જોયાથી જણાય છે કે દુન્યામાં કોઇ પણ માણસ આપણા હઝરત પેગંબર સલ૦ની ઉત્તમ

પદવીને પહોંચી શકયો નથી. જગતના બધા પ્રખ્યાત માણસોની હાલત જુઓ તો જણાશે કે આપણા પેગંબર સલ૦ માં જે ખુબીઓ ભરેલી છે તે બધી ખુબીઓ કોઇ પણ એક વ્યકિતમાં જણાશે નહિં. દાખલા તરીકે જગતમાં જો કોઇ મોટો ડોકટર કે ફીલોસોફર થયો છે તો તેનામાં માણસાઇ ગુણમાં ન્યુનતા જણાય છે, જો કોઇ માણસ સુભાષક ને વકતા છે તો તે કાયદા કાનુનનો જાણકાર નથી. જો કાયદાબાજ છે તો રણક્ષેત્રમાં વીર લડવૈઓ નથી. જો બહાદુર છે, તો સુભાષક વકતા નથી. મતલબ કે જો કોઇ એક ગુણમાં પુરો છે તો બીજામાં અધુરો અથવા ખાલી છે, પણ સુબ્હાનલ્લાહ ! હઝરતની પાક ઝાતમાં બધા સર્વ ગુણો એકત્ર થયેલા છે. ખુદાની કુદરત તો જુઓ કે આપ તદન અભણ હોવા છતાં એવાતો જબરા વિદ્વાન છે કે એટલી વિદ્યા તો કોઇમાં નથી. એમના કાયદા કાનુન એવા તો ખરા છે કે દરેક સમયે દરેક કોમને અનુકુળ પડે છે. પોતે એવાતો સુભાષક વકતા છે કે જેઓને સુભાષકપણાનો દાવો હતો તેવા બધા એમની આગળ પોતાનો દાવો હારી બેઠા છે અને આજસુધી પણ કોઇને એમનો મુકાબલો કરવાની શકિત આવી નથી. આપ મહાન દયાળુ ને સુવિનયનો મહાસાગર છે અને જરૂર પ્રસંગે શત્રુઓમાં મહાન વીર નર ને બહાદુર સિપાહી છે. અર્થાત આપના સદગુણોની કાંઇ સીમા નથી. જે સદગુણ ખોળો તે આપની જાતમાં સંપૂર્ણતાએ પોંહોંચેલો જોશો. હે ખુદા તારા આ ઉપકારના કુરબાન ને તારી આ અસીમ નેઅમતોના સદકે કે તેં તારી દયાથી હઝરત મોહંમદ મુસ્તફા (સ૦ અ૦) ને અમારા પેશ્વા અને ભોમીઆ બનાવીને મોકલ્યા, જેમની વિદ્યા અને હિકમતોએ અમને ગુમરાહીનાં ઘાટોમાંથી કાઢીને હિદાયતની ઉચ્ચ સ્થિતિએ પોંહોંચાડી દીધા.સુબ્હાનલ્લાહ! અમને એવી કેળવણી આપી જેથી આત્મિક જીવતર પામ્યા અને એવી હિકમત

બતાવી કે વિશ્વના ડૉકટરો આશ્ચર્યચકિત થયા અને કૃપા તથા જવાંમર્દી પણ એવી કે જેની જોડ જગતમાં ન મળે. સુબ્હાન-લ્લાહ કે તે નુરી અને જગદયાળુ નબી આ જગતમાં પ્રકાશિત થયો. મનમાં એવો ઉમળકો આવે છે કે એના ઉપર સો સો જીવથી કુરબાન થઇ જાઉં.

લકબ પાયા હે એહમદને સભી નબીયોંમેં રેહમતકા,
ઉન્હેં નુરી લકબ રહમત મુબારિક હો મુબારિક હો;
મિસલ સુરજ કે હે રોશન વો ઝાતે પાક સરવરકી,
ઉન્હેં શમ્સુદદુહા હોના મુબારિક હો મુબારિક હો,
અંધેરા શિર્કો બિદઅતકા હુવા કાફુર દુનીયાસે,
ઉન્હેં બદરૂદદુજા હોના મુબારિક હો મુબારિક હો,
જહાલત ઓર ઝલાલતકો મિટાયા આને વાહેદમેં,
ઉન્હેં નુરૂલ હુદા હોના મુબારિક હો મુબારિક હો,
સલાતીને જહાં કયા શે ઇમામે અંબીયા ઠેરે,
ઉન્હેં કેહફૂલ વરા હોના મુબારિક હો મુબારિક હો,
તડપતા હે યે દિલ " આબિદ "કા શોકે વસ્લે તાહામેં.
ઉન્હેં એ પર્દા આજાના મુબારિક હો મુબારિક હો

ગુનેહગાર બંદો અને ખુદાની દરગાહથી રહેમતનો ચાહનાર ફકીર મહંમદ આબીદમીયાં બીન મોલાના આરિફ સુફી હબી-બુલ્લા ઉર્ફે બડામીયાં ઉસ્માની નકશબંદી મુજદ્દદી જ્ઞાનચલુવાળા સાહેબોની સેવામાં નિવેદન કરેછે કે હાલમાં જગતમાં કુરઆને પાક ખુદાનો કલામ છે તે વિષે ને હઝરત પેગંબર સલ૦ સાચા પેગંબર છે એ વિષે તથા ધાર્મિક મામલામાં એક તોફાન ઉઠયું છે. કેટલાક બે અદબ એવા એવા નઝરે પડે છે કે પોતાની દોઢ ઇંટની જુદી મસજીદ બનાવીને અને પોતાના ઘડી કાઢેલા વિચારો ઉપર ગર્વ કરે છે, પોતેતો ખોટે રસ્તે ચડી ગયા છેજ પણ જે ખરા રસ્તા ઉપર દ્રઢ છે તેમને મેણાં મારે છે. હિંદુઓ મૂર્તિ-

પૂજક હોઇને બીજાને ગણતાજ નથી, આર્યસમાજી નિયોગ જેવા નાપાક કાયદાને અનુસરે છે, છતાં જરા શરમાતા નથી. ખ્રિસ્તીઓ ઇસુખ્રિસ્તની ખુદાઈને માનીને બહેકી જાય છે અર્થાત એ બધી બાબતો અફસોસ લાયક છે.

ખુદા બચાવે, જ્યારથી આર્યસમાજીઓએ માથું ઉચક્યું છે ત્યારથી હિંદુ અને મુસલમાનોમાં સેંકડો વરસથી જે સંપ હતો તે ધૂળધાણી કરી નાંખ્યો છે. પોતાની જાતના હિંદુઓ સાથે પણ એમની નવાઇ જેવી વર્તણુંક છે, ધર્માંધપણું અને જૂઠ એમના મગજમાં ભરાઇ બેઠા છે. સત્ય જોવાની આંખો નથી ને સત્ય સાંભળવાના કાન નથી. એ લોકો અસત્ય ભાષણ અને તોહમતો મૂકતાં ડરતા નથી. સ્થળેસ્થળે ઇસ્લામના સત્ય દીવાને ફૂંકો મારી મારીને ઓલવવા પ્રયાસ કરે છે, જો કે સદા ખરો જવાબ સાંભળીને નિરૂત્તર થઇ જાય છે છતાં ધર્માંધપણાથી જરાપણ શરમાતા નથી.

તેથી આ ફકીર ગુનેહગારે કેટલીક દલીલો સત્ય ઈસ્લામ સંબંધી આ બદરૂદદુજા નામના પુસ્તકમાં લખી હઝરત રસુલે ખુદા સલ૦ની રૂહને અને બધા મોમીન સ્ત્રી પુરૂષોની અરવાહને સવાબ મળે એ નેયતથી ને જે નાશવંત જગતમાં મુસાફરોની પેઠે જીવતર ગાળે છે તેમને નફો પહોંચાડવાની ગરજથી છપાવી આપવાનો ઠરાવ કર્યો છે.

મારી આ કોશીશને ખુદા કબુલ કરીને તેને પોતાની જાત માટે ઠરાવે ને આ ગુનેહગાર લેખકને તથા બધા મુસલમાન ને મોમીન સ્ત્રી પુરૂષોને ફાયદો બખશે ને તે પવિત્ર જાત અમારા બધાના અપરાધો ક્ષમા કરીને આ કેદખાનામાંથી ઈમાનની સાથે ઉઠાવી લે ને કબર તથા કિયામતના અઝાબથી બચાવે અને અમારા નાના મોટા ગુનાહો તે પોતાની દયાથી ક્ષમા કરે ને જ્યાં સુધી જગતમાં રહીએ ત્યાં સુધી સદ્વર્તન કરવાની શક્તિ ને પ્રેરણા આપે ને આખિરતમાં પોતાના પવિત્ર દીદાર દેખાડે.

હઝરત રસુલે ખુદાના વાસ્તાથી આ અરઝ કબુલ થાય.

આર્યો એ પ્રમાણે કહે છે કે નબીઓની ઝરૂર શી છે? આપ અરબમાં કેમ નબી થયા? આપ છેલ્લા નબી છે તેની શી સાબીતી છે? આપ મક્કામાં કેમ જન્મ્યા? એ શી રીતે જાણી શકાય કે આપ સાચા નબી છે? અને પાક કુરાન ખુદાની વાણી છે એ શી રીતે જાણી શકાય? એ સવાલોના માકુલ જવાબ નીચે પ્રમાણે છે.

અલ્લાહ બસ અલ્લાહ બસ અલ્લાહ બસ.

## હઝરતના જન્મ વખતે જગતની હાલત.

જે વખતે આપ પેદા થયા તે વખતે આખી દુન્યામાં કુફ્ર ને શીર્કનું બળ હતું ને ગુમરાહી ને નવા નવા રીતરીવાજોનાં વાદળોથી દુન્યા ઘેરાયલી હતી. ઇરાનમાં, હિંદુસ્તાનમાં અરબ અને દુન્યાના બધા દેશોમાં અગ્નિપૂજા, મૂર્તિપૂજા, પિતા પુત્રને પવિત્ર આત્માની પૂજા, તારાની પૂજા, સૂર્યપૂજા ને નિરર્થક વસ્તુઓની પૂજા ફેલાઇ રહી હતી. ખરી એકતાનું નામ પણ ન હતું. ખ્રીસ્તીઓ જો કે એહલે કિતાબ હતા છતાં નહિ ત્રણમાં ને નહિ તેરમાં એવા હતા. હિંદુસ્તાન કે જેને આર્ય લોકો પવિત્ર વેદનું મૂળ-સ્થાન ને વતન માને છે ત્યાં પણ કુફ્ર ને ગુમારાહીનું જોર હતું. વેદે કુફ્ર ને મૂર્તિપૂજા વિના બીજું કાંઇ પણ જગતને શીખવ્યું નથી. રાસકુમારીથી લઇને હિમાલય સુધી કુફ્ર શિર્ક, ગુમરાહી ને નવીનવી રીતોનો દરીઓ જોરપર હતો, જગતના બધા ધર્મો બગડી ચુકયા હતા. ખુશ્કી ને તરીમાં ફસાદ નજરે પડતા હતા. લોકોનાં કર્તવ્યો તબાહ અને એમનાં કૃત્યોના રોજમેળ કાળા થઇ ચુકયા હતા. જેવી રીતે ખુદા ફરમાવે છે કેઃ-" ખુશ્કી પણ બગડી ચુકી હતી ને તરી પણ બગડી ચુકી હતી. લોકોનાં ગંદાં ને નઠારાં

આચરણોના કારણથી, કુફ્ર, શિર્ક, ગુમરાહી, નવી નવી વાતો ને અસત્યના બળવત્તર ચલણથી.”

## નબીની આવશ્યકતા.

હવે જુઓ ને વિચારપૂર્વક તપાસ કરો કે એવો સમય કે જેમાં આખી દુન્યાનાં રીતભાત ને માન્યતા બગડેલાં હોય, બધી દુન્યામાં અંધારૂ ફેલાઇ રહ્યું હોય, ખરી વહ્દત—એકતાનું નામ પણ ન હોય, એક પણ ખરો ખુદા પૂજક ન હોય તો શું એક સુધારક ને નવી વાતને ફેલાવનારની અગત્ય નથી? જો ઝમીન અતિશય સુકાઈ ગયા પછી ખુદાની મહેરબાનીથી દયાના વરસાદની આશા હોય છે ને સખ્ત દુકાળ પછી ખુદા પોતાની કૃપાથી સુકાળ કરે છે, તો એ કુદરતી કાયદા પ્રમાણે કોઇ માણસ એક સેકંડ માટે પણ ના પાડશે નહિ કે સંપૂર્ણ અંધકાર, ગુમરાહી ને અંતઃકરણોના સુકાઇ ગયા પછી ખુદાની તરફથી શીખામણનો પ્રકાશ ને ભલાઇની વૃષ્ટિની પણ આશા રાખવી જોઇએ.

જ્યારે આપના વખતમાં જગતમાં અંધકાર, ગુમરાહી ને અજ્ઞાનતાનું એટલું બધું બળ હતું કે જેને સુધારવા માટે દુન્યાના કોઈ માણસની આશા રાખી શકાતી ન હતી એવા સમયમાં જે માણસે તદન અભણ છતાં જગતની ભલાઈ અને બોધનું બીડું ઝડપ્યું ને અરબ અને બધી દુન્યાનું રૂપાંતર કરી દીધું. હવે કહો કે એ ખુદાની તરફથી ભલાઇ કરનારને ખરા રીફોરમર ને સાચા નબી નથી તો કોણ છે?

સાંભળો! હઝરત રસુલે ખુદા સલ૦ સાચા નબી હતા જેમણે ઉથલપાથલના ને નાસ્તિકપણાના સમયમાં જન્મીને જગતને નાશના વમળમાંથી બચાવી લીધું ને કુફ્ર ને નવાનવા રીતરીવાજના ખાડામાં ડુબેલ લોકોને મુક્તિના કિનારા ઉપર પહોંચાડયા, જગતમાં સદુપદેશનો પ્રકાશ ફેલાવ્યો ને નઠારી વાતોના અંધકારને

મટાડયો, મૃત જગતને પાછું જીવન આપ્યું ને આખા જગતમાં સદ્દુપદેશનો આત્મા ફુંકી લોકોને ગુમરાહીની કબરો માંથી કાઢયા, દરેક સંપ્રદાયની ખોટી માન્યતાઓને સુધારી છેક અવનતિ ઉપર પહોંચેલા લોકોને ઉન્નતિના શિખર ઉપર પોંહોંચાડયા. સત્ય સૂર્યનો પ્રકાશ જગતમાં ફેલાવ્યો ને સંપૂર્ણ સુધારો ફેલાવ્યો.

**હઝરત રસુલે ખુદા (સ.અ.) અરબસ્તાનમાં કેમ જન્મ્યા?**

ખુદાની સંપૂર્ણ હિકમત તો જુવો કે તેણે આખર ઝમાનાના નબીને એવા દેશમાં સ્થાપ્યા કે જ્યાં દરેક સંપ્રદાયના લોકોની વસ્તી હતી. અર્થાત કોઇ એવો જુદો સંપ્રદાય ન હતો જેના અનુયાયીઓ તે વખતે અરબસ્તાનમાં ન હોય. મુશ્રિક લોકો ત્યાં હતા, જેમણે સેંકડો મુર્તિઓને ખુદાનો ભાગીદાર ઠરાવી હતી. પારસીઓ ત્યાં હતા જે બે ખુદા ( એક ભલાઈનો ને એક બુરાઇનો ) ને માનતા હતા. અગ્નિ પુજક, તારા પુજક, સૂર્યપુજક, ચંદ્રપુજક, અર્થાત દરેક પ્રકારની ખોટી ચીજોને પુજનારા ત્યાં હતા. યહુદીઓ ત્યાં આવી રહ્યા હતા જે દુષ્ટ અંતરમાં પ્રખ્યાત ને ઘણીજ નઠારી માન્યતાઓ ધરાવનારા હતા. ખ્રિસ્તીઓ ત્યાં હતા જેઓ પિતા પુત્ર ને પવિત્ર આત્માને માનનારા ને બાધા માનતાને માનનારા ને સુકૃત્યોને મિથ્યા માનતા હતા. જગતને માનનારા ( નેચરને માનનારા ), સોફસ્ટાઇ, ફિલાસોફર, આત્મા ને દ્રવ્યને અનાદિ માનનારા આર્ય લોકોના ભાઇ, પુનર્જન્મ માનનારા અર્થાત દરેક પ્રકારની ખોટી માન્યતા વાળા લોકોને ખુદાએ ખેંચી લાવીને અરબસ્તાનમાં એકઠા કર્યા હતા કે જેથી કિયામત સુધી એવો ખોટો સંપ્રદાય કોઇ બાકી ન રહી જાય જેને પેગંબર સાહેબે જુઠો ન ઠરાવ્યો હોય ને બધી દુન્યાને પુરી દલીલ પહોંચાડી દેવામાં આવે. આ કારણથીજ આપ સૈયદુલ્મુરસલીન

અંતિમ નબી કહેવાય છે અને તેમના પધારવાનું અસલ કારણ આજ હતું. આપના નિયામક તરીકે પધારવાનો આ અદ્ભુત ચમત્કાર છે જે ખુદાની તરફથી જાહેર થયો છે એમ સમજવું જોઇએ. દરેક પ્રકારના અસત્યને માનનારા લોકોને એક સ્થળે એકઠા કરવા ને બુદ્ધિ કબુલ કરે એમ દલીલોની સાથે તે સંપ્રદાયની જાહેર રીતે વિરૂદ્ધતા કરીને દરેક સંપ્રદાયને ચુપ કરી દેઇ હરાવવો એ ખુદાના પાકા ઇરાદા વિના થઇ શકતું નથી. ને જેટલા નબી તથા રસુલ થયા છે તે દરેકને એકાદ જુદા સંપ્રદાયની સાથે મુકાબલો કરવો પડયો છે. દાખલા માટે મહાન રસુલોના બનાવ તરફ દ્રષ્ટિ કરો તો હઝરત નૂહ (અ. સ) અને હઝરત ઇબ્રાહીમ ( અ. સ ) ને ફકત મુર્તિપુજક અને મુશ્રીકોનો મુકાબલો કરવો પડયો છે. હઝરત મુસા ( અ. સ. ) ને ફીરઓનની સાથે મુકાબલો કરવો પડયો છે જે દેહરીયા મતનો હતો. હઝરત ઇસા (અ. સ.) ને ફકત ફીલસુફી સ્વભાવવાળા યહુદીઓની સાથે મુકાબલો કરવો પડયો છે. પણ આ અંતિમ રસુલ (સ. અ.) ને કોઇ ખાસ સંપ્રદાય સાથે મુકાબલો કરવો પડયો નથી બલ્કે આપના સમયમાં એવા જુદા સંપ્રદાયનો દરીયો જાણે પુરા જોશમાં હતો ને ખોટી માન્યતા ને દુર્ગુણોની હદ આવી ગઇ હતી કે જેથી વધારે હોઇ શકેજ નહિં. કારણ એથી વધારે શું હોઇ શકે કે નઠારાં કામો વ્યભિચાર,દારૂ પીવા વગેરે કામ માટે એ લોકો ગર્વ કરતા હતા.

## આપની ખત્મે નબુવ્વતની સાબીતી.

આપને બધા જુદા ધર્મો રદ ઠરાવીને તે બધા ખોટી માન્યતાવાળા લોકોનો મુકાબલો કરીને સત્ય આખા જગત માટે સાબીત કરી દેખાડવું પડયું તેથી જો રીફોર્મરનો દરજ્જો ને મરતબો તેણે કરેલા સુધારા પર આધાર રાખે છે એ સત્ય હોય તો જેટલી

સુધારણા આપે જુઠા ધર્મોની ને નઠારાં કામોની કરી છે તેથી વધારે કોઇએ કરી નથી. એવો કોઈ સુધારક થયોએ નથી ને થઇ શકતો પણ નથી. એ ઉપરથી એમની નબુવ્વત ને રીસાલતનો દરજો સમજી લો.

તેથી ખોટા સંપ્રદાયો ને દુર્ગુણોની જેટલી સુધારણા આપે કરી છે તેવી બીજાથી થવી અશકય છે બલ્કે એમનાથીજ થાય એમ નક્કી છે તો ખાતરીથી જાણી લોકે આપ અંતિમ પેગંબર ને જગતને માટે કૃપા રૂપ છે. આ આશ્ચર્યમાં તે વખતે વધારો થાય છે અને હઝરતની સંપૂર્ણતા ને ઉત્તમતાનો સિક્કો અંતઃકરણ ઉપર મજબુત બેસે છે જ્યારે આ વાતનો વિચાર આવે છે કે જગતની સુધારણા એક એવા મહાન પુરૂષના હાથે થઇ છે જે કોઈ પણ નિશાળમાં બેસી એક અક્ષર પણ શીખ્યો નથી, હાથમાં લેખણ કદી પણ ઝાલી નથી, કોઇ ગુરૂની પાસે ક્ષણ પણ બેઠા નથી બલ્કે આખી ઉમર સુધી લખવા વાંચવાથી દુર રહ્યા છે અને જગતમાં કોઇ માણસ એવો નથી જે આપ ભણેલા હતા એવું સાબિત કરી આપે.

મેં ઘણી વખત વિચાર કર્યો છે કે બધા રસુલોના સરદાર અને અંતિમ નબી હોવા છતાં અરબ જેવા અજાણ્યા મુલકમાં કેમ પેદા થયા જે રેતાળ ને સુકો ઉજડ છે અને એક બયાબાન છે? એમાં ખુદાની શી હીકમત હતી? પોતે શા માટે હિન્દુસ્તાન, તુર્કસ્તાન કે યુરોપમાં પેદા થયા નહિં?

પણ જ્યારે એ બાબત ઉપર લક્ષ આપ્યું કે અરબ જેવા બુઠી લાગણીના, કઠોર, ગર્વિષ્ઠ અને લડાયક મુલકનાં એક માણસ નબીપણાનો દાવો કરીને વિજયી થાય (કે જયાં ઇસાઇઓ અને યહુદીઓનું કાંઇ ચાલ્યું ન હતું) ને તેમના નઠારા સ્વભાવને સુધારી દે, તથા હજારો વરસથી માંહોમાંહે ચાલતી આવેલી લડાઇઓને એકદમ મટાડી દે એજ એના સાચા નબી હોવાનો

પુરાવો છે. ખાસ કરીને અરબસ્તાનમાં એ સમયે માંહોમાંહેની લડાઇઓ અને દુર્ગુણો તેની હદને પહોંચી ગયા હતા, તેથી દરેક પ્રકારના ખોટા સંપ્રદાય માનનારા ને જુઠા વિચારોવાળા લોકો ત્યાં એકઠા થયા હતા અને અરબસ્તાન કુદરતની બીજી બખ્શીશોથી કમનસીબ છે એ વાત ઉપર ઉંડો વિચાર કર્યો તો મને તો આપના પેદા થવા માટે અરબસ્તાન વીના બીજી કોઇ જગા યોગ્ય દેખાઇ નહિ.

કિસ કદ્રકે લાયક થા બિયાબાને અરબ,
સર સબ્ઝ હુવા હુઇ જો બઅસત તેરી.

અલ્લાહો અકબર ! બધા હકીમોમાં ઉત્તમ હિકમતવાળો ખુદાજ છે, તે દરેક બાબતનો એવો સારો બંદોબસ્ત કરે છે કે એથી ઉત્તમ બંદોબસ્ત કોઇ કરી શકતું નથી.

## આપ મક્કામાં કેમ પેદા થયા ?

મક્કા પૃથ્વીનું મધ્ય બિંદુ છે એમ જાહેર રીતે પ્રખ્યાત છે. પૃથ્વી બનાવવાનું ને તેને વિસ્તીર્ણ કરવાનું કામ અહીંથીજ શરૂ થયું છે. વળી સાધારણ રીતે જોઇએ તો પણ જુની દુન્યાનું તે મધ્યબિંદુ છે. પૂર્વમાં એશીઆ, ઉત્તરમાં યુરોપ ને એની પશ્ચિમમાં આફ્રિકા છે.

પરંતુ બીજી રીતે જોઇએ તો પણ મક્કા પૃથ્વીનું મધ્યબિંદુ સાબીત થઈ શકે છે. માના પેટમાં બાળક ડુંટીથી પોષણ પામે છે તેવીજ રીતે બધી દુન્યાનું આત્મિક પોષણ મક્કાથીજ થાય છે જેમાં ખાતિમુન્નબીઇન મુહમ્મદ મુસ્તફા ( સ. અ. ) પેદા થયા, જેથી આખી દુન્યામાં સત્ય આત્મિક કેળવણીની દૂધરૂપી નદી નીકળી. એ રીતે પણ મક્કા જગતનું મધ્યબિંદુ છે અને બનાવને અનુસરે છે, એજ કારણથી મક્કાનું નામ 'વસ્તીઓની મા' છે કે જેવી રીતે બાળક માના સ્તનમાંથી દૂધ પીને મોટું

થાય છે તેમ આ વસ્તીઓની માથી આત્મિક કેળવણીની દૂધ રૂપી નદી નીકળી જેથી બધું જગત પરવરશ પામે છે.

## શું ટીબેટમાં જગતમાન્ય પુસ્તક ઉતરી શકે છે?

આર્યલોકો દુન્યાનો આરંભ ટીબેટમાં બતાવે છે અને અનાદિ કાળથી વેદ અહીં ઉતર્યા છે એમ કહે છે. કોઈ માણસના સમજવામાં આવતું નથી કે ટીબેટને દુન્યાના બીજા દેશો ઉપર શા કારણથી આ માન આપવામાં આવે છે. ટીબેટ જગતનું મધ્ય બિંદુ નથી, જો એશીઆનું મધ્ય બિંદુ હોય તો હોય. ખુદાનો આલમગીર બોધ એવા દેશમાં ઉતરતો નથી જેને જગતમાં ખાસ કોઇ પ્રકારની વિશેષતા ન હોય. એશીઆઇ તુર્કસ્તાનમાં સંખ્યાબંધ નબીઓ થઇ ગયા છે, આકાશી પુસ્તકો ઘણા ખરા ત્યાંજ ઉતર્યા છે, કુરઆનશરીફ પણ તેની પાસેજ ઉતર્યું. એનું કારણ એ છે કે એશીઆઇ તુર્કસ્તાન ને અરબસ્તાન જુની દુન્યાના મધ્ય બિંદુ છે અને મધ્ય બિંદુથીજ શિખામણનાં કિરણો બધી જગાએ ફેલાવી શકાય છે. પણ ટિબેટમાં આ વિશેષતા નથી. તે યુરોપ ને આફ્રિકાથી ઘણીજ દૂર છે પણ અરબ તે એશીઆઇ તુર્કસ્તાન આફ્રિકા એશીઆને યુરોપ ત્રણે ખંડોનું મધ્ય બિંદુ છે ને ત્યાંથી હરેક તરફ બોધ રૂપી વહેણ બરાબર જારી થઇ શકે છે. આર્ય લોકોના માનવા પ્રમાણે વેદ ટીબેટમાં ઉતર્યા છે એજ કારણથી તેનો બોધ બધા જગતમાં ફેલાવા પામ્યો નહિં. અંગ્રેજી રાજ્યની પહેલાં વેદનું એકે પુસ્તક કાશી કે હિંદુસ્તાનના એકાદ શહેર વિના દુન્યાના કોઇ પણ ભાગમાં હોય એમ સાબીત થઇ શકતું નથી. જયારથી દુન્યા પેદા થઈ ત્યારથી કોઇ માણસ સાબીત કરી શકયો નથી કે યુરોપ આફ્રીકા કે એશીઆના કોઇ ભાગે કે અરબસ્તાને કે એશીયાઇ તુર્કસ્તાને વેદનું મોં પણ જોયું હોય.

## વેદ બધી દુન્યા માટે ઉતર્યા નથી.

આર્ય લોકો દાવો કરે છે કે વેદ આખા જગત માટે ઉતર્યા છે

અને જગતના આરંભ વખતે આ વેદજ ઉતર્યા છે, જગતની બધી ભાષાઓ વિદ્યાઓ ને કારીગરી વેદમાંથીજ નીકળી છે, જગતના બધા આકાશી પુસ્તકો ને બીજાં પણ પુસ્તકો વેદમાંથીજ ઉત્પન્ન થયાં છે. પણ અફસોસની વાત છે કે એ ફક્ત એમનાજ ગપગોળા છે જેની કાંઇ સાબીતી નથી. વેદનું અસ્તિત્વ દુન્યામાં કોઇ ઠેકાણે પણ નથી તો એમાંથીજ વિદ્યા કળા વગેરે શી રીતે ઉત્પન્ન થાય? જો અરબસ્તાનમાં વેદ હોત, જો ઇરાનમાં વેદ હોત, આફ્રીકા ને યુરોપમાં વેદ હોત આરંભથી આજ સુધી ઠેકઠેકાણે વેદની કોપીઓ હોત ત્યારે તો આર્યલોકો આ દાવો કરી શકત કે જેમની પાસે જે કાંઇ છે તે વેદમાંથીજ લીધું છે. પણ જ્યારે વેદનું અસ્તિત્વજ આજ સુધી દુન્યાના કોઇ દેશમાં માલમ પડતું નથી તો વેદમાંથી બધી વિદ્યાઓ ને કારીગરી શી રીતે નીકળી આવી? આ તો એવા ગપ છે જેનું કાંઇ ઠેકાણું નથી.

આર્યોની બુદ્ધિ ઉપર અફસોસ થાય છે કે આંખો બંધ કરીને એવી ગપો હાંકે છે ને તે સાબીત કરી શકતા નથી.

## જગતની ઉમર બાબત આર્યોની ગપ.

આવીજ ગપ તે જગતની ઉમર માટે પણ હાંકે છે. તે જગતની ઉત્પત્તિ બે અબજ વરસની બતાવે છે. બે અબજ તો શું પણ જો તેઓ શંખ વરસ બતાવે તો પણ અમે માનવા તૈયાર છીએ. પણ મહેરબાની કરીને બે અબજ વરસનો વિગતવાર ઈતિહાસ તો બતાવી શકે? નાહક ગપો હાંકવાથી શો લાભ? ઘણી અફસોસની વાત છે કે ઐતિહાસિક પુરાવો તો એક લાખ વરસનો પણ આપતા નથી ને જગતની ઉત્પત્તિ બે અબજ વરસની ઠરાવે છે. મુસલમાનો ને બીજા આકાશી પુસ્તકના અનુયાયીઓ જેટલી ઉમર બતાવે છે તેટલા સમયની ઐતિહાસિક દલીલો પણ રજુ કરે છે. આજથી લઇને હઝરત આદમ સુધીની વંશાવળી

બતાવી શકે છે ને તે માટે અમે અમારા પેગંબર સાહેબની વંશાવળી જોવા માટે ભલામણ કરીએ છીએ. આર્યો એવી કઇ વંશાવળી બતાવે છે કે જે અગ્નિ ને વાયુ સુધી પહોંચતી હોય? જરા મહેરબાની કરીને બતાવે.

નવાઇની વાત છે કે આર્ય લોકોના દાવા તો આવા મોટા છે ને સાબીતી ધુળ પણ નથી. જુઓ એ કેવી ગપ છે કે વેદને ઉતરે બે અબજ વરસ થયાં ને બધી દુન્યાની વિદ્યા કારીગરી વેદમાં ઉત્પન્ન થઇ. વેદ તો જગતના કોઇ દેશમાં જડતા નથી અને વિદ્યા કારીગરી તો વેદમાંથી જન્મ પામી છે. એવીજ ગપો આર્યોની છે કે તેઓ વેદમાંથી આગગાડી, વહાણ, તાર વગેરે નીકળ્યાનું બતાવે છે જો વેદમાં આ વસ્તુનું વર્ણન હોત તો બે અબજ વરસથી આગગાડી ને તાર વગેરે અસ્તિત્વમાં આવી આમ ગુમ થઇ જાય એ અશક્ય છે ને અંગ્રેજોના સમય વિના બીજા મુલકમાં તેનું વજુદ પણ ન મળે ?

અમે વેદમાંથી આગગાડી તથા વહાણ વગેરે નીકળ્યાની વાતને કબુલ કરવાને તઇયાર છીએ પણ જો તેની કંઇ સાબીતી હોય અને વેદની ટીકા, ભાષ્ય જે પુરાના સમયમાં લખાઇ હોય તેમાં તેની હકીકત હોય, દુન્યાના કોઈબી દેશમા તેની એંધાણી જડતી હોય; પણ એવું કાંઇપણ ન છતાં ફકત દયાનંદના કહેવા ઉપર ઇમાન લાવવાનું તો આર્યસમાજીઓને મુબારક થાય.

ખરી હકીકત એ છેકે વેદ ફકત જંદ અવસ્તાના ખ્યાલ છે જે વ્યાસ મુનિએ પોતાના ઉસ્તાદ જમદગ્નીથી સાંભળીને લખ્યા છે. વેદ આકાશી પુસ્તક પણ નથી ને જગતના આરંભમાં ઉતર્યા પણ નથી. વેદ ઉપર સંખ્યાબંધ કર્તાઓનાં નામ લખ્યાં છે તેથી સાબીત થાય છે કે વ્યાસ પણ તેના કર્તા નથી પણ ફકત સંગ્રહ કરનાર છે, આર્યો કહે છે કે જેમનાં નામ માત્ર ઉપર લખેલાં છે તે લોકો એ પુસ્તકના કર્તા નથી પણ ભાષ્યકાર છે, જેમણે

એ મંત્રના અર્થ સૌથી પહેલાં જાણ્યા, તેમનું નામ તે ઉપર લખવામાં આવ્યું. કેવી નવાઈની વાતછે? ટીકાકારનું નામ આકાશી પુસ્તક ઉપર કોણ લખી દેકે? શું આ મંત્ર મૂળ પુસ્તક છે કે ટીકા છે? જો ટીકા ને ભાષાંતર છે તો મૂળ મંત્ર કયાં ગયા? અને એ ઋષિઓએ એના અર્થ સમજાવ્યા તે પહેલાં તે નિરર્થક હતા તો વેદના મંત્રોથી શો લાભ? આર્ય લોકો કોઈરીતે છુટી શકતા નથી. ખરૂં તો એ છે કે જ્યારે માણસ જુઠો હોય તો એક જુઠ નભાવવા માટે એને સંખ્યાબંધ જુઠી વાતો બનાવવી પડે છે એજ સ્થિતિ આર્યોની છે.

## કુરઆન બધી દુનિયા માટે છે.

કુરઆનને ઉતર્યે ફકત ૧૩૦૦ વરસ થયાં છે, આટલા ટુંકા સમયમાં તે આખી પૃથ્વી ઉપર ફેલાઈ ગયું છે. કોઈ દેશ કે કોઈ જમીન એવી નથી જ્યાં કુરઆન ન હોય કેટલાક દેશોમાં તો દરેક શહેરમાં ને દરેક ગામમાં કુરઆન મોઢે હોય એવા માણસો નજરે પડે છે.તો આટલા ટુંકા સમયમાં કુરઆનનીઅસર આખી પૃથ્વી ઉપર થઇ તેથી એ ખુદાની તરફથીછે એ નક્કી થાય છે.

## હઝરત સલ૦ની નબુવતની સાબીતી

હવે અમે ખુલાસાથી આપની સત્યતાની દલીલો બ્યાન કરીએ છીએ:—

(૧) આપ જે કોમમાં પેદા થયા તે કોમ સાહિત્ય, સુભાષિકતા, પ્રૌઢતામાં ઉતમ શકિત ધરાવતી હતી અને સાંસારિક અનુભવમાં પણ લાયક હતી પણ આત્મિક જીવતર અને વિનયમાં તદન અજ્ઞાન હતી. એવી કોમમાં એક એવા રીફોર્મરનું પેદા થવું જે એવી સાંસારિક ને પરલોકની સ્થિતિ સુધારીને તેમને બંને લોકના બાદશાહ બનાવી દે તો તે એ રીફોર્મરની ઉત્તમ પ્રભુતા, મોટાઇ અને સત્યતાનો અચુક પુરાવો છે.

(૨) જગતમાં કોઇ પણ ધર્મનો સ્થાપક અભણ માણસ થયો નથી એક માણસ એવા દેશનો વતની કે જ્યાં વિદ્યાને કારીગરીની બીલ્કુલ ચર્ચા ન હોય ને તે માણસ પણ કોઇ નિશાળમાં એક મીનીટ પણ લખવા વાંચવા બેઠો ન હોય અને તે ઇસ્લામ જેવો ધર્મ સ્થાપે જેના કરોડો અનુયાયીઓ વિદ્વાન, તત્વજ્ઞાનીઓ નિવડે એ બુદ્ધિ અનુસાર અશક્ય જેવું કામ છે. એટલા માટે અભણ છતાં ઇસ્લામ જેવો ધર્મ અને કુરઆન જેવી અનુપમ કિતાબ જગતની સામે રજુ કરવી એ કોયડો ત્યાં સુધી ઉકેલી શકાતો નથી જ્યાંસુધી હઝરત પેગંબર સાહેબને ખુદાએ મોકલેલા ને ખુદાના રસુલ માનવામાં ન આવે.

(૩) જે કિતાબ તે પોતે લાવ્યા એટલે કે કુરઆન શરીફ તે એવી ઉત્તમ અને પ્રૌઢ શૈલિમાં છે કે અરબસ્તાનના રહેનારા અને અરબી ભાષાના બધા વિદ્વાનો તેની શૈલિની સુંદરતા ને પ્રૌઢતાથી આશ્ચર્ય ચકિત છે. એટલુંજ નહીં બલ્કે અરબીના વિદ્વાનો એને ઉંતમમાં ઉત્તમ માનીને શૈલિ અને ભાષા રચના સંબંધી કોઈ પણ પુસ્તકને તેની સમાન ગણતા નથી. આખી દુન્યા આ કિતાબના જેવી કિતાબ લાવવામાં આજીઝ છે. એક અભણ માણસથી એવી કિતાબ કે જે વડે બધી આત્મિક ને શારીરિક ઝરૂરતો ઉત્તમ રીતે થાય છે અને કિયામત સુધી કોઇ માણસ એવી સત્યતા બતાવી શકતો નથી જેવી સત્યતાએમાં મોજુદ છે, એવી નૈતિક, આત્મિક અને સુધારો કરનારી મઝહબી કિતાબ માત્ર ખુદાની પ્રેરણા વગર કોઈ માણસથી બને એ માણસની શકિતની બહાર છે.

(૪) આપની ચાલચલગત, રીતભાત ને વિનય પોતે નબી હોવાનો દાવો કર્યો તે પહેલાં પણ એવાં તો ઉત્તમ હતાં કે કોઇપણ માણસ આપની પવિત્ર ચાલચલગત ઉપર દુર્ગુણનો ડાઘ લગાડી શકતો નથી. ખુદ આપના શત્રુઓ આપને સત્યવકતા

ને અમીન્ કહીને પોકારતા હતા અને "અમીન" આપનો લકબ થઈ ગયો. એવો સીધો અને સાચો માણસ જે ચાલીસ વરસ સુધી દુન્યામાં એક વખત પણ અસત્ય ન બોલ્યો, કોઈની મૂકેલી થાપણમાં ગોટાળો થવા દીધો નહિં તે એકાએક ખુદા ઉપર જુઠ બાંધે ને નબી હોવાનો દાવો કરે અને ખુદાની તરફથી અવિશ્વાસુ થાય તે વાત અકકલ માનતી નથી, આ વિષયને શમ્સુલ ઉલમા મોલાના હાલી પોતાની મુસદદસનાં નીચે પ્રમાણે અદા કરે છેઃ—

વો ફખ્રે અરબ ઝેબે મેહરાબો મિમ્બર,
તમામ એહલે મકકાકો હમરાહ લેકર,
ગયા એક દિન હસ્બે ફરમાને દાવર,
સુવે દશ્ત ઓર ચઢકે કોહે સફા પર,
યે ફરમાયા સબસે કે અય આલે ગાલિબ,
સમઝતે હો તુમ મુઝકો સાદિક કે કાઝિબ;

કહા સબને કોલ આજતક કોઈ તેરા,
કભી હમને ઝૂટા સુના ઓર ન દેખા,
કહા ગર સમઝતે હો તુમ મુઝકો એસા.
તો બાવર કરોગે અગર મેં કહુંગા,
કે ફોજે ગિરાં પુશ્તે કોહે સફા પર,
પડી હે કે લુટે તુમ્હેં ઘાત પાકર;

કહા તેરી હર બાતકા યાં યકીં હે,
કે બચપનસે સાદિક હે તુ ઓર અમીં હે,
કહા ગર મેરી બાત યે દિલનશીં હે,
તો સુન લો ખિલાફ ઇસ્મેં અસ્લા નહીં હે,
કે સબ કાફિલા યાંસે હે જાને વાલા,
ડરો ઉસસે જો વકત હે આને વાલા;

વો બિજલીકા કડકા થા યાસોતે હાદી,
અરબકી ઝમીં જીસ્ને સારી હિલાદી,
નઇ એક લગન દિલમેં સબકે લગાદી,
એક આવાઝમેં સોતી બસ્તી જગાદી,
પડા હર તરફ ગુલ યે પયગામે હકસે,
કે ગુંજ ઉઠ્ઠે દશ્તો જબલ નામે હકસે

## એક સત્ય બનાવ.

એશીઆઇ તુર્કસ્તાનના બાદશાહ હરકુલ ખ્રીસ્તી હતા, તેની પાસે આપનો પત્ર લઇને વહ્યા બીન ખલીફતુલ કલબી ગયા હતા અને બાદશાહને બેતુલ મુકદ્દસમાં મળ્યા. હરકુલે એલચીને માન આપવા માટે ભપકાદાર દરબાર ભર્યો ને એલચીથી આપના સંબંધે ઘણીક વાતો પૂછતો રહયો. એ પછી બાદશાહે વધારે તજવીજ કરવાનો વિચાર કર્યો. બાદશાહે કહ્યું કે આપણા શહેરમાં મકકાનો વતની કોઇ માણસ આવ્યો હોય તો તેને દરબારમાં હાજર કરો, દૈવજોગે તે વખતે અબુ સુફિયાન મકકાના વેપારીઓની સાથે એશીઆઇ તુર્કસ્તાનમાં આવ્યા હતા. જેથી એમને બેતુલ મુકદ્દસના દરબારમાં હાજર કર્યા. કેસરે તેમની સાથેના વેપારીઓને કહ્યું કે હું અબુ સુફિયાનથી સવાલ પૂછીશ જો એ કાંઇ જૂઠ બોલે તો મને કહી દેવું.

હવે વાત એવી છે કે તે વખતે અબુ સુફિયાન હઝરત પેગંબર સાહેબ (સ૦ અ)ના કટ્ટા શત્રુ હતા. તેઓ કહે છે કે જો મને બીક ન હોત કે મારા સાથી મારૂં જૂઠ જાહેર કરી દેશે તો હું ઘણીક બાબતો બનાવટી કહેત. પણ લાચારીયે કેસરની સામે મને સત્યજ કહેવું પડયું.

સવાલ જવાબ આ પ્રમાણે છે:—

**કેસર**—મુહંમદ (સ૦અ)નું કુટુંબ ને જાત કેવાં છે?

**અબુ સુફયાન**—ઉત્તમ અને શ્રેષ્ઠ.

એ જવાબ સાંભળીને હરકુલે કહ્યું "હા, સત્ય છે. નબીઓ તો ઉત્તમ ખાનદાનનાજ હોય છે કે જેથી એમની તાબેદારી કરવામાં કોઇને વાંધો હોય નહિં."

**કેસર**—મુહંમદ (સ૦અ)થી પહેલાં પણ કોઇએ અરબમાં અથવા કુરેશમાં નબી હોવાનો દાવો કર્યો છે?

**અબુ**—નહિં.

આ જવાબ સાંભળીને હરકુલે કહ્યું કે:—"જો એવું હોત તો હું સમજી લેત કે તેઓ પોતાની પુર્વે થઇ ગએલાની નકલ કરે છે."

**કેસર**—નબી હોવાના દાવાની પહેલાં આ માણસ જુઠું બોલતો હતો અથવા જુઠનું આળ કદી એને માથે મૂકવામાં આવ્યું છે?

**અબુ**—કદી નહિં.

હરકુલે આ જવાબ સાંભળીને કહ્યું કે:—"જો એવું હોત તો હું સમજી લેત કે નબુવતના બહાનાથી બાપદાદાનું રાજ્ય સંપાદન કરવાનું ચાહે છે."

**કેસર**—મોહંમદ (સ૦અ)ને માનનારા ગરીબ કંગાલ લોકો વધારે છે અથવા સરદારો ને બળવાન લોકો?

**અબુ**—ગરીબ અને હલકા માણસો. હરકુલે આ જવાબ પર કહ્યું કે:—"એવું જોવામાં આવ્યું છે કે શરૂઆતમાં દરેક નબીને માનનારા ગરીબને કંગાલ લોકોજ હોય છે."

**કેસર**—એ લોકોની સંખ્યા દિનપ્રતિદિન વધે છે કે ઘટે છે?

**અબુ**—વધતી જાય છે.

હરકુલે કહ્યું કે:—"ઇમાનનો એવોજ નિયમ છે કે ધીમે ધીમે વધે છે ને સંપુર્ણતાને પહોંચે છે."

**કેસર**—કોઇ માણસ એના ધર્મથી બેઝાર થઇને ફરી પણ જાય છે ?

**અબુ**—નહિં.

હરકુલે કહ્યું કેઃ—"ઇમાનની લજ્જતની એવીજ તાસીર છે કે જ્યારે મનમાં ઠસી જાય છે ને આત્મા પર પોતાની અસર સ્થાપિત કરે છે તો પછી હરગીઝ જુદી થતી નથી."

**કેસર**—આ માણસ કદી કોલકરાર પણ તોડે છે ?

**અબુ**—નહિં. પણ આ વર્ષે અમારે એની સાથે કોલકરાર થયા છે જોઇએ છીએ કે પરિણામ કેવું આવે છે.

એ સાંભળીને કેસરે કહ્યું કેઃ—" નબી કદી પણ કોલકરાર તોડતા નથી. કોલકરારને દુન્યાના લોકો તોડે છે, નબી જગતના લાલચુ હોતા નથી."

કેસર—કદી એ માણસ સાથે તમારે લડાઇ પણ થઇ છે?

**અબુ**—હા.

**કેસર**—લડાઇનું પરિણામ શું આવ્યું ?

**અબુ**—કદીક તો તે વિજયી થયા ( બદ્રમાં ) ને કદીક અમે ( ઓહદમાં ).

હરકુલે કહ્યું કેઃ—" ખુદાના નબીઓની એવીજ સ્થિતિ હોય છે, પણ છેવટે ખુદાની મદદ ને વિજય એમનેજ મળે છે."

**કેસર**—એમનો બોધ શો છે ?

**અબુ**—એક ખુદાની ઇબાદત કરો, મૂર્તિ પુજા છોડી દો, નમાઝ, રોઝા, સત્યતા, પવિત્રતા, ને સંપને મજબુત વળગી રહો.

હરકુલે કહ્યું કેઃ—" ખુદાની તરફથી જે નબી આવે છે તેમાં એજ ગુણો હોય છે, એવું અમને બતાવવામાં આવ્યું છે. હું ધારતો હતો કે નબી પેદા થનાર છે. પણ એમ જાણતો ન હતો કે તે અરબમાં થશે." પછી અબુસુફિયાનને કહ્યું કેઃ—" જો તમે

સાચે સાચું કહી દીધું છે ત્યારે તો આ વાતમાં જરાપણ શક નથી કે તે એક દિવસ એશીઆઈ તુર્કસ્તાન ને બેતુલ મુકદ્દસને તાબે કરી લેશે. હું તેમની સેવામાં પોહોંચી શકયો હોત તો કેવું સારૂ થાત? હું નબીના પગ ધોયા કરત."

તે પછી હઝરત (સ૦અ૦)નું ફરમાન વાંચવામાં આવ્યું અને દરબારના સરદારો એ સાંભળીને ઘણું રડયા અને અમને દરબારથી બહાર કાઢી મૂકયા. તેથી મારા દિલમાં તો એજ દિવસથી મારી હલકાઇની છાપ પડી ગઇ ને હઝરત (સ૦અ૦) ની ભવિષ્યમાં જે ચડતી થવાની હતી તેનો સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો.

(૫) નબી પણાની પહેલાં એક મીનીટ માટે પણ આપને ધર્મ સ્થાપવાનો વિચાર આવ્યો નથી. એવો આપનો વિચાર કોઇએ સાંભળ્યો પણ નથી તેમજ કોઇપણ પ્રકારની દગાબાજીનો આપના ઉપર વ્હેમ આવ્યો નથી, જે માટે ખુદા કુરઆન શરીફમાં આપને વિષે ફરમાવે છે કે "લોકો, હું એક ઉમર એટલે ચાલીસ વરસ સુધી આની પહેલાં તમારામાં રહયો કદી તમોએ મારૂ જૂઠ સાંભળ્યું નથી." ધર્મ સ્થાપવાનો વિચાર ન સાંભળ્યો તો શું એકદમ હું ખુદા ઉપર આવું તોહમત મૂકવા મંડી ગયો, શું તમને અકલ નથી? શું એટલું પણ સમજી શકતા નથી કે જ્યારે મેં ચાલીસ વરસ સુધી કદી પણ મારી ચાલચલણ ઉપર દાગ લાગવા નથી દીધો તેમજ આજ સુધી તમે કદી મારૂ જૂઠ સાંભળ્યું નથી તો શું હવે એકદમ ખુદા ઉપર જૂઠ બોલવા મંડી ગયો?

(૬) નબી થયા પછી અરબસ્તાનના કાફરોએ આપને પોતાના બાદશાહ બનાવવાનું કબુલ કર્યું સુંદરમાં સુંદર અને ઉચ્ચ કુટુંબની કન્યા સાથે પરણાવવા તૈયાર થયા, જગતના વૈભવની લાલચ આપી પણ આપે કોઇ વાત માની નહિ. ભુખે

રહેવાનું ને ગરીબીમાં જીવતર ગાળવાનું તથા દુ:ખ સહન કરવાનું કુબુલ કર્યું પણ સત્ય વાત કહેતાં ખંચાયા નહિ વિચાર કરો, જો નબી બનવાથી આપવાનો આવો વિચાર હોત તો તે તો કાફરો પહેલેથી આપવા તત્પર હતા તો પછી આપે અણહદ કષ્ટ શા માટે વેઠયાં ? એવી કઈ વાત પાછળથી મળી જે પહેલાં નહોતી મળતી તેના કારણથી આપને નબીપણાના પડદામાં સાંસારિક ઇચ્છાઓ પુરી કરનાર સમજવા જોઇએ.

(૭) હિજરત પછી જ્યારે આપ આપની ઉમતના સરદાર ને બાદશાહ થયા ત્યારે પણ આપે કોઈ આલીશાન બંગલો બનાવ્યો નથી, સ્ત્રીઓને ઉત્તમ પોશાક ને ઘરેણાં પુરાં પાડયાં નથી, બરાબર પહેલાંની પેઠેજ ભુખ ને ગરીબીમાં સાદી જીંદગી ગાળી. એક વખત સ્ત્રીઓએ ઉત્તમ પોશાક ને ઘરેણાંની ઇચ્છા દેખાડી એટલે આપ તલાક દેવા તૈયાર થયા, ઉત્તમ પોશાક ન પહેર્યો. સ્વાદિષ્ટ જમણ ન જમ્યા, તખત ઉપર ન બેઠા. બાદશાહની હાલતમાં પણ તેજ ગરીબી ને ફકીરી ને ભુખનાં દુ:ખ વેઠયાં. રૂનું ગોદડું કદી પાથર્યું નહિ, રાત્રે અંધારામાં દીવો પણ ન કર્યો. જે કાંઇ આવ્યું તે મીસ્કીનો અનાથો વિધવાઓ અને ઇસ્લામ માટે ખરચ કરી નાખ્યું. પોતાને માન ન મળે તેથી નારાજીપણું ન દેખાડયું, પ્રમુખ તરીકે બીરાજવાની કદી ઇચ્છા ન કરી. ઓલાદને પોતાની પાછળ ગાદીએ બેસાડવાનો વિચાર ન કર્યો તેમજ કોઈ પ્રકારનો સ્વાર્થ ન સાધ્યો. બની હાશિમ માટે ઝકાતનો માલ ને ખેરાત હરામ કરી દીધાં અને સાફ ફરમાવી દીધું કે દુન્યામાં કોઈ અમારો વારસ નથી ને અમે પણ કોઇના વારસ નથી. ને પોતાની ઓલાદ ને કુટુંબને પણ સાંસારિક લાભ ને રાજથી જુદા કરી દીધા કે જેથી કોઇ એમ સમજે નહિ કે આ નબીપણાનો દાવો સંસારના લાભ મેળવવા માટે છે. આ બધી વાતો ઉપર વિચાર કરવાથી શું

આ વાત સમજાતી નથી કે આપ ખુદાના સાચા નબીને સત્ય વકતા હતા ?

(૮) એક એવો સમય હતો કે દરેક માણસ આપનો જીવ લેવા તૈયાર હતો. મક્કામાં માથું ટકાવવાની જગા ન હતી જમીન વિસ્તીર્ણ છતાં એમને માટે તંગ હતી. ત્યારે એક વખત એવો આવ્યો કે લાખો કરોડો દિલોજાનથી તૈયાર હતા. છતાં આપના સ્વભાવમાં કોઇપણ ફેરફાર થયો નહિ.

જેવી રીતે આપ પહેલાંની હાલતમાં પોતાને ગરીબ ને મીસ્કીન બંદા સમજતા હતા તેવીજ રીતે પોતાની ચડતીના વખતમાં પણ બધાની સાથે માયાથી વર્તતા હતા અને ભુખ તરસ ને તંગીમાં દિવસ ગાળતા હતા. જે કલમાને માટે પહેલાં જીવ આપતા હતા તેનેજ માટે બીજી વખતે ઘણીજ કોશીશથી ને પ્રયત્નથી ફેલાવો કરી ખુદાના રસ્તામાં જીવ આપવા માટે તૈયાર હતા. જો એ નબી ખુદાની તરફથી ન હોત તો અલૌકિક દ્રઢતા તેમાં હોત નહિ તેમજ ચડતીના સમયમાં તેના સ્વભાવમાં જરાપણ ફેરફાર ન થાય એમ ન થઇ શકત. એથી જાહેર થાય છે કે આપ ખુદાની તરફથી હતા, ખુદાઈ માણસ સિવાય કોઈપણ માણસમાં આટલી દ્રઢતા ને સદ્‌ગુણ હોતાં નથી.

(૯) જવાનીનો સમય જે ૨૫ થી ૫૦ વરસ સુધીનો છે તેમાં ફકત એક સ્ત્રી સાથે રહ્યા એ પછી જે ઘણી સ્ત્રીઓ કરી છે તે ધર્મ ફેલાવવા માટે, સભ્યતાથી રહેવાની કેળવણી આપવા માટે, સ્ત્રી પુરૂષના પરસ્પર જે હક છે તે શીખવવા માટે, પોતાના ઉપર ઉપકાર કરનારની સાથે પ્રીતિ વધારવા માટે વગેરે કારણો માટે કરી છે. પણ એને કામવાસના સાથે કંઈ સંબંધ ન હતો. જો કામવાસના પુરી કરવા માટે આ કૃત્ય કરવું હતું તો જવાનીમાં અરબસ્તાનના સુશ્રીકો સૌથી સુંદરમાં સુંદર કન્યા સાથે આપને પરણાવવા તૈયાર હતા.

જો નબીપણાનો દાવો કરવાની મતલબ વધારે સ્ત્રીઓ કરવાની હોત તો એ દસ્તુર તો આપની કોમમાં તે વખત ચાલુજ હતો. નબીપણાનો દાવો કરી આ વિચારનો લાભ લેવાનો અભિપ્રાય તો તે માણસનો હોઇ શકે જેમાં જરા પણ અક્કલ હોય નહિ. અસલ કારણ તો એ છે કે જ્યારે મદીનામાં ઇસલામ ફેલાયો તો તેની આરંભની હાલતમાં સ્ત્રીઓને કેળવણી આપવા માટે સ્ત્રીઓ સાથે નિકાહ કરી તેમને ધર્મોપદેશક બનાવ્યા વિના છુટકો ન હતો કેમકે ઋતુસ્રાવ, પ્રસૂતિ વગેરે સમયમાં પાકીના જે નિયમો પાળવાના ઇસ્લામે બતાવ્યા છે તે બાબતો તો આપની સ્ત્રીઓજ આપની પાસેથી શીખીને બીજી મુસલમાન સ્ત્રીઓને શીખવી શકે છે. પર પુરૂષ પર સ્ત્રીઓને એવી બાબત શીખવતાં ને તે સ્ત્રી શીખતાં શરમાય છે. શત્રુઓની શંકા ને તોહમતથી બચવાને માટે તે પ્રારંભના સમયમાં ઘણી સ્ત્રીઓ કર્યા વિના બીજી કોઇ તદબીરજ ન હતી કેમકે જે શીયળ સાચવવાની અને પરદાની ઇસ્લામ કેળવણી આપે છે તે એવીજ સ્થિતિમાં કાયમ રહી શકે છે અને શંકાશીલ સ્વભાવવાળાઓથી બચવા માટે એથી ઉત્તમ કોઈ રીતજ નથી કે સ્ત્રીઓ સ્ત્રીઓમાં જઈ ધર્મ શિક્ષણ આપે.

(૧૦) અરબમાં જેટલા સંપ્રદાય હતા તે બધામાં આપે સુધારો કર્યો ને દરેકને પોતાનો શત્રુ બનાવી લીધો. ખ્રીસ્તીઓને પિતા, પુત્ર ને પવિત્ર આત્માની માન્યતાથી રોકયા. યહુદીઓને તેમના એબો વીણી વીણીને દેખાડયા ને ઘણોજ ઠપકો દઇ ધીક્કાર્યા અરબના મુશ્રિકોને કુફ્ર ને શિર્કથી મના કર્યા, મૂર્તિપૂજાને ઘણી રીતે વખોડી. એવી રીતે દરેક ધર્મની વિરૂદ્ધતા કરી જેથી બધાની તબીઅતમાં એવો જુસ્સો આવ્યો કે આપનો જીવ લેવા તૈયાર થયા.

વિચાર કરો કે જુઠો, સ્વાર્થી, ફરેબી ને દગાબાજ શખ્સ

એવું કરી શકે ખરો? દગલબાજ ને જૂઠા લોકો કદી એવી રીતે કોમના એબો વીણી વીણીને કહી શકે છે ને બધાનું મન દુભાય એવી વાતો કહી શકે છે? દગલબાજ લોકોની વર્તણુંક તો એવી હોય છે કે એકાદ માણુસ સામે દુશ્મનાઈ હોય તો દસ વીસની સાથે મેળ રાખે છે. પણ આપે સત્ય વાત કહીને બધી કોમને તથા બધા ધર્મ વાળાને પોતાના શત્રુ બનાવી લીધા. બધાનાં મન દુઃખાય એવી વાતો તેમને સંભળાવી અને ઘણીજ દ્દઢતાથી દરેક સંપ્રદાયમાં સુધારા કર્યા, શું કોઈ દગાબાજ એવી રીતે કરી શકે છે? જેવી રીતે આપે પોતાના જાનમાલની પરવા કરી નથી. વતન છોડયું, ઘરબાર છોડયાં, સગાં વહાલાંથી જુદા પડયા, પાડ પાડોશીનો સંબંધ છોડયો અને ખુદા એક છે એવી શીખામણ આપીને હઝારો મુશીબતોને આમંત્રણ આપ્યું, પોતાને પણ કષ્ટમાં ફસાવ્યા ને મિત્રોને પણ દુઃખમાં ફસાવ્યા. કેટલાક કતલ થયા, કેટલાક કેદ થયા, કેટલાક ફાંસીએ ચડયા, ખરા બપોરની ગરમ રેતીમાં સુવાડવામાં આવ્યા, પોતે પણ લાખો મુસીબતો વેઠી પણ તવહીદનું ભાષણ કરવાથી અચકાયા નહિ. શું જુઠો, સ્વાર્થી માણુસ આવી બલાઓ પોતાને માથે વ્હોરી શકે છે? જગતમાં નબીઓ વિના એવો દાખલો બીજો મળી શકે છે કે એક માણુસ ફક્ત એક કલમો ફેલાવવા માટે આખા જગતને પોતાનો દુશ્મન બનાવી લે. આપણા ને પારકા બધા હાથમાં તલવાર લઈને કતલ કરવા માટે ફરે ને તે એજ વાક્ય કહેતાં અટકે નહિ બલ્કે દિવસે દિવસે તેમાં વધારે શક્તિ દેખાડે?

જુઓ કે બાદશાહોને, વીર પુરૂષોને બેશક ઘણાં કષ્ટ વેઠવાં પડે છે પણ તે સ્વાર્થને માટે, બાદશાહીને માટે. સોનેરી તાજ માથા ઉપર મૂકવા માટે ને ખજાના ને ઝવેરાતને માટે.

પણ આપને માટે તખ્ત તો મોટી વસ્તુ છે, કદી ગાદીપર પણ બેઠાં નથી. સ્વાદિષ્ટ ભોજન કેવું હોય છે? ધરાઈને જવનો

રોટલો પણ ખાધો નથી. ઉમદા પાથરણાં કેવાં? વાણના ખાટલા ઉપર સુવાથી શરીર ઉપર તેના નિશાન પડી ગયા. મહેલો તે ફક્ત ઝુંપડાં હતાં, સ્ત્રીઓને પોશાક ને ઘરેણાંથી બેનસીબ રાખ્યાં. તો શું આ વાત વિના આ પ્રશ્ન સમજી શકાય છે કે આપનો ઉદ્દેશ નબુવતથી ફક્ત ખુદાની એકતા ને સત્ય કલમાનો પ્રચાર હતો ને તેજ એમની સત્યતાની સાબીતી છે.

(૧૧) બધા આકાશી પુસ્તકોમાં આપનું વર્ણન ને ખુશ ખબરી મોજુદ છે. દાખલા તરીકે હઝરત ઈબ્રાહીમ (અ૦સ૦) દુઆ માગતા હતા કે:—"હે ખુદા! મક્કામાં એક મહાન પેગંબર પેદા કર જે એ લોકોમાં ખુદાનો કલામ પઢે ને એમને પવિત્ર બનાવે ને એમને કિતાબ ને હિકમત શીખવે."

હઝરત મુસા (અ૦સ૦)ની એ વધામણી હતી કે:—"મારી પછી મારા જેવા એક શરીઅત પામેલો નબી આવશે જે મોટાઈ ને પ્રૌઢતામાં બધાથી બુલંદ છે. તે મોટી પ્રૌઢતાનો નબી હશે. જે એનું કહ્યું સાંભળશે નહિ તે નાશ પામશે."

હઝરત દાવુદ (અ૦ સ૦) ઝબુરમાં આપના જન્મના ગીત ગાય છે ને આપને પૃથ્વીનો પહેલવાન, બહાદુર, વીર પુરૂષ ને સૌથી વધારે સ્વરૂપવાન ને જાહોજલાલના નબી ઠરાવે છે-"

હઝરત સુલેમાને (અ૦સ૦) આપને મોહંમદેમ (તદ્દન વખાણને લાયક) ઠરાવ્યા છે.

હઝરત યસઈયાહે (અ૦સ૦) આપને મોહંમદના લકબથી સંભાર્યા છે.

હઝરત ઈસા (અ૦સ૦) એ ફારકલીત (આખા જગતને ધીરજ આપનાર), અને અહમદના નામથી વધામણી આપી.

અને આમીના—તેમનાં પવિત્ર માએ તેમના જન્મની પહેલાં સ્વપ્નમાં એક ફરીશતો જોયો જે કહેતો હતો કે આ આલીશાન બચ્ચાનું નામ મોહંમદ રાખજો. જેથી આપનું એ નામ રાખ્યું.

હવે આ બધા અંબીયાઓની વધામણી તોરેત, ઇંજીલમાં મોજુદ છે. તો શું એ બધી દુન્યાને તેમની સત્યતા માટે ઓછી સાબીતી છે ?

**અબ ઇસ અહકાકે હકસે મુંહ છુપાએ જીસ્કા જી ચાહે.**

દરે ફેઝે મુહમ્મદ વા હે આએ જીસ્કા જી ચાહે,
ખુદાકે સામને ગરદન ઝુકાએ જીસ્કા જી ચાહે;
ખુદાએ વહદહુસે દિલ લગાએ જીસ્કા જી ચાહે,
તરીકા અહમદી અહમદસે પાએ જીસ્કા જી ચાહે;
મિલેગી કુચએ બતહાસે સીધી રાહ જન્નતકી,
લે હમરાહ તોશએ તવહીદ જાએ જીસ્કા જી ચાહે;
હે જબસે રહમતુલ લિલ આલમીંકા બજ ગયા ડંકા.
દરે રેહમત ખુલા રેહતા હે આએ જીસ્કા જી ચાહે;
શફીએ ઇન્સો જાંસે મુંહ છુપાએ જીસ્કા જી ચાહે,
દહકતી આતિશે દોઝખમેં જાએ જીસ્કા જી ચાહે:
શિફાઅત ઓર વિકાલતકા મુહમ્મદ હીકા મનસબ હે,
બખુશ ફેહમી મસીહા પર જમાએ જીસ્કા જી ચાહે,
મુહમ્મદ કાસિમે કોસર શફીએ રોઝે મેહશર હેં,
મેરે કેહને પે કયા હે આઝમાએ જીસ્કા જી ચાહે.
સહાઇફ અંબીયા કે પુર હેં સબ વસ્ફે પયંબરમેં.
અબ ઇસ એહકાકે હકસે મુંહ છુપાએ જીસ્કા જી ચાહે;
સનાએ વસ્ફે અહમદમેં હે અબતક તર ઝબાં ઇસા,
ફલક પર અપને કાનોંસે સુન આએ જીસ્કા જી ચાહે;
મુહમ્મદ મુસ્તફા કે હેં સનાખાં હઝરતે ઇસા,
અગર શક હોતો ઉનસે પુછ આયે જીસ્કા જી ચાહે,
એક અદના મોજિઝા શકકુલ કમર હે ફખરે મુરસિલકા,
કોઇ ઇસાસે એસાહી દિખાએ જીસ્કા જી ચાહે;

મસીહાકી મરી ઉમ્મત જીલા દેં એક કલ્મેસે,
મુહમ્મદકે ગુલામોં પાસ આએ જીસકા જી ચાહે.

(૧૨) આપના અનુયાયીઓ, હજારો બાદશાહ, લાખો ઓલીઆ, ભકત, પરહેઝગાર, ને સુફી થઇ ગયા છે જેમની વિલાયત ને કરામતની સાક્ષી આખું જગત છે. હઝરત શેખ જુનેદ બગદાદી, શેખ શિબ્લી, હઝરત બાયઝીદ બુસ્તામી, શેખ મારૂફ કરખી, હઝરત શાહ નકશબંદ, હઝરત ખાજા હિંદલ વલી અતાએ રસુલ, હઝરત મહબૂબે ઇલાહી દેહલવી, હઝરત ઇમામ મોહંમદ ગઝઝાલી રેહમતુલ્લાહ. સુબ્હાનલ્લાહ ! આ એવા મોટા ઓલીઆઓ થઈ ગયા છે કે આખા જગતમાં એમનો જોટો નથી તેમજ કોઇપણ ધર્મમાં એમના જેવો કોઇ પણ માણસ દેખાતો નથી. હઝરત મહબુબે સુબ્હાની શેખ અબ્દુલકાદર જીલાની (રે. અ.) એવા વલી ને કરામતવાળા થઇ ગયા છે કે જેમની હકીકત નાનાં નાનાં બચ્ચાં પણ જાણે છે. શું આ વાતમાં ઇસ્લામનો મુકાબલો કોઇ કરી શકે છે? શું કોઇ બીજા ધર્મમાં આવા ખુદાના વિદ્વાનો થઇ ગયા છે? હોય તો દેખાડો.

(૧૩) હમેશા આપનું ખુદાની ઇબાદતમાં લાગ્યા રહેવું તસ્બીહમાં ઉમર ગુઝારવી, દિલ ને તથા રૂહને તેના ઝિકરમાં ડુબ્યા રાખવા, અંધારી રાતોમાં નમાઝો પઢવી, દુઆ માંગવી, રાત્રે જાગવું, કયામથી પગે સોજા આવી જવાં, ને એટલી તસ્દી વેઠવી એ કોઇ માણસનું કામ નથી જ્યાં સુધી તેને ખુદા પર સંપૂર્ણ વિશ્વાસ ન હોય ને પોતાની સત્યતાનો પણ વિશ્વાસ ન હોય જુઠો માણસ કદી એવું કષ્ટ સહન કરતો નથી.

(૧૪) આપ એવી સેંકડો ભવિષ્યવાણી કહી ગયા જે એમના

વર્ણનમાં મોજુદ છે. એક અભણ માણસ એવી વિદ્યા સંબંધી ભવિષ્યવાણી ભાખે ને તે અક્ષરે અક્ષર સત્ય નીવડે એ સમસ્યા સમજાતી નથી જ્યાં સુધી આપનો સંબંધ ખુદાની સાથે ન માનવામાં આવે એવાજ હજારો મોજેઝા આપથી જાહેર થયા છે જે ઇસ્લામની કિતાબોમાં પુરાવા સાથે લખેલા છે.

(૧૫) જે દીન આપ લાવ્યા તે એટલો જલદીથી વિસ્તાર પામ્યો કે આખી જીંદગીમાંજ આખો અરબસ્તાન ઈસ્લામમાં દાખલ થયો અને આપની વફાત પછી ઇસ્લામ એશીઆઈ તુર્કસ્તાન, ઇરાન, મીસર વગેરે દેશોમાં ફેલાયો ને એકજ સદીમાં આખા જગતમાં ફેલાઇ ગયો. હક વાત વિના બીજી બાબતની એટલી જલદી ઉન્નતિ થાય એ બની શકતુંજ નથી. તુર્કસ્તાન સ્પેન, જીબ્રાલ્ટર, યુરોપીરૂશીયા, અરબ, ઇરાન, કિનઆન, અફ્ગાનીસ્તાન, ઑસ્ટ્રેલીઆ, ડેલાગોઆબે, કેપકોલીની નાટાલ, ટ્રાન્સવાલ વગેરે હરેક ખંડમાં ઇસ્લામનો ડંકો વાગી રહ્યો છે ને પાંચે વખત અશહદો અલ્લાઇલાહા ઇલ્લલ્લાહો વ અશહદો અન્ના મોહંમદર રસુલુલ્લાહનો સાદ પડે છે. આવો ફેલાવો ને જાહેર ખબર કયા ધર્મના નસીબમાં લખેલાં છે. વેદ તો હિંદુસ્તાનની ચાર ભીંતોમાંથી બહાર ગયાજ નથી. અને બે અબજ વરસના પુરાણા છતાં કોઇ મુલકમાં ફેલાયા નથી. આફ્રિકા, અમેરિકા, યુરોપ વગેરે કોઇ દેશમાં એનું નામ નિશાને નથી.

(૧૬) આ ધર્મે, ભકિત, સંસારના રીત રીવાજો, વિવેક ને નાગરિકપણાની એવી વાતો શીખવી છે કે કોઈ માણસની શકિત નથી કે એવી વાતો શીખવી શકે. મોટા મોટા કાયદા શાસ્ત્રીઓ આ વાત કબુલ રાખે છે કે ઇસ્લામના કાયદા સર્વજનિક અને ખાસ ધ્યાન આપવા લાયકછે. એક અભણ માણસ જગતને માટે એવા આત્મિક કાયદા ને અમર કાનુનો બાંધી

આપે જેનો મુકાબલો જગતના મહાન ડોકટરો, વિદ્વાનો અને કાયદા શાસ્ત્રીઓ ન કરી શકે તે બધા તેનાં એકે અવાજે વખાણ કરે તે શું ખુદાની મદદ સિવાય એક અભણ માણસથી થઇ શકે છે ?

(૧૭) આપે દરેક વખત ને જોગને માટે એવી એવી દુઆઓ શીખવી કે અકલ હેરાન થઇ જાય છે. લુગડાં પહેરવાની વખતે, જમતી વખતે, જમી રહ્યા પછીના સમયે, પાણી પીતી વખતે, સફર કરતી વખતે, ઘરમાં સ્થાયી હોય તે વખતે ઘરમાં પ્રવેશ કરતી વખતે, ઘરમાંથી બહાર જતી વખતે અર્થાત બધા વખતને માટે એવી તો મુનાસબ ને યોગ્ય દુઆઓ શીખવી કે કોઇ માણસની શકિત નથી જે એવી દુઆઓ શીખવી શકે, એ મુનાસબ ને વખતને અનુસરતી દુઆઓ શીખવવી એ એક અભણ માણસનું કામ હોઇ શકે નહિ જ્યાં સુધી તેને ખુદાની બખ્શિશ મળી ન હોય.

(૧૮) ખુદાતઆલાએ આ જગતને બદલાનો નમુનો બનાવ્યો છે. જુઓ આપના જેટલા શત્રુઓ હતા તે બધા આપની નજરની સામે નાબુદ થઈ નાશ પામ્યા ને તેમને કોઇ ઓળખે પણ નહિ એવી રીતે ફના થયા પણ આપના સહાયક વિજયી થઇને જયની ઉચ્ચ પદવીને પામ્યા ને વિજય રૂપ સ્વર્ગ પ્રાપ્ત કર્યું. આપના અનુયાયીઓનું કુરાનમાં ફરમાવ્યા પ્રમાણે વિજયી થવું અને આપના શત્રુઓનું કુરઆન પ્રમાણે પરાભવ પામીને નાબુદ થવું એ આપની સત્યતાનો પુરો પુરાવો છે ને દરેક કર્તવ્યનું ફળ મળ્યા વગર રહેતું નથી એની સાબીતી છે.

(૧૯) દુકાળ પછી ખુદા સુકાળ કરે છે, તંગી પછી વિસ્તીર્ણતા આપે છે. ખુશ્કી પછી વરસાદ વરસાવે છે આપના સમયમાં આત્મિક રીતે બધું જગત મરી ચુકેલું હતું ને આખી

પૃથ્વી ઉપર કુફ્ર ને ગુમરાહીનો દરીઓ છોળો મારી રહયો હતો એવા વખતમાં આવશ્યક હતું કે ખુદાતઆલા આત્મિક વૃષ્ટિ આકાશ પરથી મોકલે ને ખુદાઇ પ્રેરણાની નહેર જગતને તાજું કરે. આપ ખાસ ખરા વખત ઉપર પધાર્યા છે તો તે સાચા પૈગંમ્બર ને ખરા નબી હતા એમાં કાંઇ શંકા છેજ નહિ. ખુદા પોતાના કલામમાં ફરમાવે છેકે અમે કુરાનને ખરી ઝરૂરતના વખતે ઉતાર્યું છે ને ખરા જોગ વખતે ઉતર્યું છે. વિચાર કરો કે એ ખુદાના કાનુન છે કે તે જગતને મરી ગયા પછી જીવતું કરે છે. અરબ અને બધી દુન્યાની જમીન જ્યારે આત્મિક બાબતમાં મરી ગઇ હતી તો તે વખતે એક આત્મિક વૃષ્ટિની ખાસ અગત્ય હતી.

(૨૦) બીજી કોમોના વાર તહેવાર ને મેળાઓ વગેરે છે તે બધી નકામી વાતો ને સેલસપાટાની રૂપ છે, દશેરા, દીવાળી, હોળી વગેરે જુઓ કેવી હસી, ઠઠ્ઠા મશ્કરીઓ થાય છે, કોઇ પણ પ્રકારની ઇબાદત તેમાં કરવામાં આવે છે ? ફકત જુગાર દારૂ ચોરી ને એવાંજ નઠારાં કામ થાય છે, ઇસ્લામની સત્યતાની સાબીતી એ છે કે એના બધા મેળાઓ દીનના રંગમાં રંગાયલા છે. હરેક મેળામાં દીન ને ઈબાદતનો રંગ ચડેલો છે ઇદની તરફ નજર કરો. ખુશીનો દિવસ હોય છે પણ તે સાથેજ પરવરદીગાર ની યાદી પણ છે. હજ્જ જુઓ એક સેલ છે પણ તે સાથેજ ઠેકાણે ઠેકાણે ખુદાની યાદી છે ઇસ્લામની સત્યતા માટે આટલી આ એકજ દલીલ અન્યધર્મીઓ માટે બસ છે.

(૨૧) ઇસ્લામની બધી ઇબાદતો રોઝા, હજ, ઝકાત, નમાઝ, અતિશય આજીજી, વિવેક, ખુદાની ઈબાદતને માન આપીને કરવામાં આવે છે જેનો મુકાબલો જગતનો કોઈપણ ધર્મ કરી શકતો નથી. (મેરાજુલ મોમેનીન અને બુસ્તાનુલ આરેફીન ને રેહમતુલ લિલ આલેમીન કિતાબો જુઓ.)

આર્યો અને ખ્રિસ્તિઓની ભક્તિ ઢોલ વાજાં ને ખોટો જોશ છે. તબલાં વગાડે છે, ભજનો ગાય છે જે એક પ્રકારની મશ્કરી છે. રવિવારે સરકારી કામોથી નવરાશ મળે એટલે આર્યોએ સમાજની સ્થાપના કરી, ખ્રિસ્તીઓએ દુઆનું વાંચન કર્યું, ઈસ્લામના કુરબાન જઇએ કે જેમાં પાંચે વખત ઘણીજ આજીજી ને અંતઃકરણથી ખુદાની યાદ કરવામાં આવે છે ને અજબ આત્મિક મજા મળે છે.

(૨૨) જો આ વાત સત્ય છે કે ઝાડ તેના ફળથી ઓળખાય છે તો ઇસ્લામનું જે ફળ જગતને મળ્યું તેથી તેની સત્યતા જાહેર થાય છ આ વાત દરયાફ્ત કરવા માટે જુઓ કે આપના જન્મની પહેલાં અરબસ્તાન ને દુન્યાની શી સ્થિતિ હતી અને આપના જન્મ પછી તેની હાલત કેવી થઇ ? કાંતો અરબસ્તાન જંગલી પ્રજા હતી અને હવે ઉત્તમ પ્રકારની અલ્લાહની એકતા માનનારી સુધરેલી ને આલોક ને પરલોકની બાદશાહ થઈ ગઇ ને તોરેતને માનનારની ઉસ્તાદ બનીને આખા જગતમાં એની સહાયથી કે સહાય વગર શારીરિક ને આત્મિક વિજયનો સાગર વહેવડાવી મૂકયો તેઅહીં સુધી કે પંડિત દયાનંદજી પણ ઈસ્લામની એકતા જોઇને વેદને ઊંધા ચતા કરીને તેમાંથી ખુદાની એકતા શોધી કાઢવા તૈયાર થઇ ગયા ને અગ્નિ, વાયુ વગેરે શબ્દોના ખોટા અર્થ કરી ઇશ્વરનો અર્થ બદલી નાંખ્યો.એમની પહેલાં કોઈ પણ ટીકાકારે વેદના એ શબ્દોના એવા અર્થ કર્યા નથી. તેઓ તો ચાર અનાસીર (પંચમહાભુત)ને દેવતાઓજ કહેતા હતા. એ માટે વેદની પુરાતન ટીકા જુઓ.

(૨૩) એક અભણ, અનાથ, સહાય વિનાનો લાચાર અને દોલત ને બળવિનાનો માણસ અરબ જેવા કઠોર મુલકને ફતેહ કરી લે અને ચારેતરફ તેના વિજયનો ડંકો વાગે તે ખુદાની મદદ વિના શકયજ નથી. આપ એવા વિજેતા થયા છે કે જગતમાં

આપનો કોઇ મુકાબલો કરી શકતો નથી. તે સાથે આપની બાદશાહતની એવી હાલત હતી કે આપના નામનો સિક્કો જારી થયો નથી, આપની કોઈ પલટણ ન હતી, આપની કોઇ ફોજ નહતી, આપનો ખજાનો ન હતો, આપના હથીયારખાના ન હતા, આપની હાઇકોર્ટ ન હતી, કોઇ છાવણી કે કિલ્લો ન હતો, ઉત્તમ ભોજન ખાવાનું કામ ન હતું, તખ્ત પર બેસવાની ઇચ્છા ન હતી તેમજ માથા પર મુગટ રાખવાની ઇચ્છા પણ ન હતી. ફકત ભુખ્યા રહી ગરીબીમાં દિવસ ગુજારી ખુદા પર ભરોસો હતો. સિકકાને ઠેકાણે આપના નામનો સિકકો દરેક દિલપર કોતરાયેલો હતો, બધા ઇસ્લામીઓ આપની ફોજ હતી. મુસલમાનોની પણ ગરીબી એજ હાલત હતી, આપની હાઇકોર્ટ આપનું સાધારણ ઘર હતું, આપની છાવણી અરબનું દરેક શહેર હતું, આપના લશ્કરમાં દરેક માણસ જીવ આપવા તૈયાર ને ફકત હુકમની રાહ જોનાર હતો. ખુદાએ આપને વિજયના વાયદા આપ્યા ને આપની જીંદગીમાં તે પુરા કર્યા. એ આપની સત્યતાની પુરેપુરી સાબીતી છે એથી જુદું–વેદને જુઓ, આર્યોને ઠેકાણે ઠેકાણે રાજ્ય મળવાના વાયદા ને આશીર્વાદો છે પણ તે આશીર્વાદો આર્યો માટે એવા ઉલટા થઇ પડયા કે જગતમાં તેમનું કોઈ ઠેકાણે પણ રાજ્ય ન રહ્યું અને ઇસ્લામની મોટી સલ્તનતો હાલ સુધી કાયમ છે.

**યે અયસા દિલબર યે અયસા મેહવશ**
**મહે મદીના તુમ્હીકો દેખા.**

અરબમેં ઉતરા, અજમમેં ચમકા, ઝમીંપે આયા ફલકમેં દમકા
નઇ નઇ તેરી શાન દેખી કયામત આરા તુમ્હીંકો દેખા
હેં તેરે શયદા જમાલ વાલે, ગુલામ હેં મુલ્કો માલ વાલે
ફલકકા કિબ્લા ઝમીંકા કાઅબા જમીલ અયસા તુમ્હીકો દેખા

સલામી હોં જીસ્કે હુરો કુદસી ગુલામ હોં જીસ્કે જીન્નો ઇન્સાં
યે અયસા સરવર, યે અયસા નવશા યે અયસા દુલ્હા તુમ્હીકો દેખા
જમાલ વાલા તુમ્હીકો પાયા કમાલ વાલા તુમ્હીકો દેખા
કદમ કદમ પર હો હશ્ર બરપા યે ચાલવાલા તુમ્હીકો દેખા
નિસાર જીસપર હેં અર્શો કુરસી યે મેહરો મેહ જીસ્કે હેં ફિદાઇ
યે અયસા દિલબર યે અયસા મેહવશ મહે મદીના તુમ્હીકો દેખા

(૨૪) જે પોતાનાં સગાં વહાલાંની સાથે સુલુક કરનાર ને માંદાઓને સવારી આપનાર ને કંગાલોને ધન આપનાર ને પરોણાની સેવા ચાકરી કરનાર ને દુઃખીઓને મદદ કરનાર ને જેની ખાસ પુંજી ખુદાની ઓળખાણ હોય, જેના ધર્મની જડ બુદ્ધિ હોય, જેનો પાયો ખુદાનો પ્રેમ હોય, જેનું વાહન ખુદાની પ્રીતિ હોય, જેનો મિત્ર ખુદાની ભક્તિ હોય, જેનો ખજાનો ખુદાપર આસ્થા હોય, જેનો મિત્ર અંતઃકરણમાં ખુદાની લાગણી હોય, જેનું હથીઆર વિદ્યા હોય, જેના વસ્ત્ર ધૈર્ય હોય, જેનો માલે ગનીમત ખુદાને રાજી રાખવાપણું હોય, જેનો ગર્વ ખુદાની દરગાહમાં આજેઝી હોય, જેનો ધંધો તપ હોય, જેનો ખોરાક શ્રદ્ધા હોય, જેનો સહાયક સત્ય હોય, જેની પુંજી ખુદાની તાબેદારી હોય, જેનો વિનય ખુદાના રસ્તામાં કોશીશ હોય ને જેની આંખોની ટાઢક નમાઝ હોય, જેણે બંદાઓને ખુદાની સાથે મેળવ્યા હોય, જેણે ખુદાનો પ્રકાશ બંદાઓને દેખાડયો હોય, જેણે અંતઃકરણને પવિત્ર, આત્માને પ્રકાશિત, મગજને દુરસ્ત ને સ્વભાવને સમાન કર્યો હોય ને જેની કેળવણીએ સર્વત્ર શાંતિ ફેલાવી હોય અને જે ગરીબીને અમીરી, જુવાનીને ઘડપણ, શાંતિ ને લડાઇ, ફકીરી ને બાદશાહી, સુખ ને દુઃખ શોક ને આનંદના દરેક દરજાપર તે દરેક વખત માણસને રસ્તો બતાવતો હોય

જેણે આકાશની ઉંચાઇ, જમીનની નીચાણ,રાતનો અંધકાર, દિવસનો પ્રકાશ, સૂર્યનો ચળકાટ; આગીઆની રોશની, રજકણનું ઉડવું, ટીપાની તરાવટમાં ખુદાને ઓળખ્યો હોય.

જેની કેળવણીએ હિંસક પ્રાણીઓને રખેવાળી, વરૂઓને પહેરાં ચોકી, લુટારૂઓને દેશ રક્ષા, ગુલામોને બાદશાહી, બાદશાહોને ભાઇચારો શીખવ્યાં હોય. તે એવો કે જે ગરીબનો મિત્ર અને અશકતોનો સાથી, બાદશાહોનો તાજ, માલિકોનો માલિક, ગુલામોનો ઉપકારકર્તા, અનાથોનો સહાયક, નિરાશ્રયનો આશરો; ઘરબાર વિનાના લોકોનો મદદગાર, માંદાઓની દવા, ઉપાય કરનારાઓનો દિલસોઝ, સમાનતાનો મદદગાર, ભાઇચારાનો સ્થાપક, પ્રેમનો ઝવેરી, સંપનો ગ્રાહક, સત્યનો ખઝાનો ધૈર્યની ખાણ, ખાકસારીનો નમુનો, ખુદાની કૃપાનું પુતળું. હા એ તેએ છે જેણે દેશોની વચ્ચેનું અંતર, કોમોની ભિન્નતા, રંગોની જુદાઈ, ભાષાઓની ભિન્નતા દૂર કરીને બધાના દિલોમાં એકજ ઉત્સાહ ને બધાના દિલોમાં એકજ ધ્યાન ને બધાની જીભ પર એકજ કલમો જારી કરી દીધો.

હા, એ તેજ છે જે આર્યોની પેઠે બેહયાઇને શરમ આવે એવું કામ કરવાની રજા આપતો નથી, તે યહુદીઓની પેઠે ભેટ ને માનતા કબુલ થવા માટે બની લાવીનો વાસ્તો આવશ્યક ઠરાવતો નથી અને તે કેથોલીકોની પેઠે આકાશની કુંચીઓ ફકત એકજ માણસને સોંપતો નથી ને જે આત્માને સ્વર્ગ ને નરકમાં ધકેલી દેવાની સત્તા એકલા બ્રાહ્મણોનેજ સોંપી દેતો નથી અને જે ખાસ ક્ષેત્રફળના રહેનારાઓને આકાશી રાજ્યના દીકરા ઠરાવતો નથી અને જે એક ખાસ કુટુંબના માણસોનેજ ખુદાની પવિત્ર કોમ ઠરાવતો નથી ને જે યહુદીઓ. ખ્રીસ્તીઓ, પારસી, બ્રાહ્મણ, ચીનાઓ ને લામાઓની પેઠે પોતપોતાના માણસો

વિના બીજા બાકીના બધા ઉપર ખુદાની કૃપાના ભરેલા ખઝાના બંધ કરતો નથી.

હા, એ તે પવિત્ર ઝાત છે જે ખુદાના બંદાઓને ખુદાની સેવામાં લઇ જાય છે.

શું આવી પવિત્ર ને ઉત્તમમાં ઉત્તમ લાયકીવાળો માણસ દગાબાઝ ને ફરેબી હોઇ શકે ?

અફસોસ, હઝાર અફસોસ તેમના ઉપર છે જે આવી પવિત્ર અને નિર્મળ જિંદગી તરફ પોતાની આંગળી ચીંધે છે ને ન્યાયનું ખુન કરે છે. હા, તેજ કેટલાક ધર્માંધ, ચામચીડીઆના જેવી આંખવાળાની આંખો સૂર્યના પ્રકાશથી બંધ થઇ જાય છે અને કેટલાક ઘુવડ જેવા સ્વભાવવાળા રાતના અંધકારમાંજ ઉડી શકે છે એવીજ સ્થિતિ આ આંધળા અંતઃકરણવાળાની છે જે હઝરત સલ૦ ના નુરને ખમી શકતા નથી ને રીસાલતના પ્રકાશથી પોતે પ્રકાશિત થઇ શકતા નથી. ખુદા એને સુબુદ્ધિ આપો કે તે સત્યાસત્યમાં વિવેક કરી શકે.

તેરા સવદા ન હો જીસ સરમેં વો સર ઝેરે ખંજર હો,
તેરી ઉલફત ન હો જીસ દિલમેં ઉસ પહેલુમેં પત્થર હો.
જો સમઝાને સે સમઝે ઉસ્કા સમઝાના ભી લાઝિમ હય,
ઉસે કયા ખાક સમઝાયે કે જીસ્કા દિલ હી પત્થર હો.

## નબુવતની સાબીતી માટે બીજો રસ્તો
## એટલે
## કુરઆન ખુદાની વાણી છે તેની સાબીતી.

આપના નબીપણાની બીજી સાબીતી એ છે કે જે કિતાબ આપ લાવ્યા છે તે એવી તો ઉત્તમ છે કે તેવી કિતાબ માણસથી બની શકેજ નહિ. એની મિઠાશ, પ્રૌઢતા, પ્રવાહ અને સર્વ સમજી શકે એવી ઇબારતની આ કિતાબનો મુકાબલો

દુન્યાની કોઈ કિતાબ કરી શકતી નથી. જે રીતે જોઈએ, જે વાતથી વિચાર કરીએ, એનું સૌંદર્ય દિલખુશ ને એનું સ્વરૂપ મનમોહક છે.

કુરઆન શરીફ આકાશી પુસ્તક છે એ સાબીત કર્યા પહેલાં બે બાબતોનો વિચાર કરવો જોઈએ. પ્રથમ એક તો આપના સમયમાં અરબ લોકો ખોટા પંથોના અનુયાયીઓ હતા ને દુર્ગુણોમાં આખા જગતમાં સર્વોત્તમ હતા, છતાં એમની જીભ સુભાષકતા ને પ્રૌઢતા ને મીઠાશમાં પહેલા નંબરની હતી; તેઓને પોતાની સુભાષકતા ઉપર ગર્વ હતો. બહાદુરી લડાઈના હુનર, તીરઅંદાઝી ને ઘોડેસવારીમાં પોતાની બરાબર કોઈને ગણતા ન હતા. કવિતામાં સ્તુતિ ને નિંદા ઉત્તમ રીતની કરી શકતા હતા. પોતાની જીભની મીઠાશ ને અગ્નિ જેવા વર્ણનોથી કુટુંબોને કુટુંબો લડાવી મારતા હતા. લડાઈ ને વિગ્રહ કવિઓની જીભ ઉપર વાસો કરી રહી હતી જાણે કે કવિતા એ સમયમાં એક બળવત્તર સત્તા હતી. ઘરની લુંડીઓ પણ ઉત્તમ કવિતા કરી શકતી હતી. અરબ લોકો પોતાની ભાષા ઉપર એટલા તો અહંકારી હતા કે તે અરબસ્તાન વિના દુન્યાના બધા લોકોને અજમ ( મુંગા ) કહેતા હતા ને પોતાને અરબ ( શુભાષક ) કહેતા હતા, અરબનો અર્થ સુભાષા કે મીઠાશ છે.

અરબી ભાષા સ્વાભાવિક રીતે પણ એવી સુંદર ને વિસ્તીર્ણ છે કે જગતની કોઇ ભાષા તેનો મુકાબલો કરી શકતી નથી. હરેક વસ્તુ માટે સેંકડો શબ્દ આ ભાષામાં મોજુદ છે. વળી દરેક વસ્તુની જેટલી જેટલી ભિન્ન ભિન્ન સ્થિતિઓ ને જુદી જુદી ખાસીયતો છે તેમને માટે પણ જુદા જુદા શબ્દો છે. આવું સંપૂર્ણપણું કોઇ ભાષામાં જણાતું નથી. એટલા માટેજ બીજી ભાષાઓનાં ભાષાંતર કરવા માટે અરબી ભાષા ઘણી વિસ્તીર્ણ હોવાથી પસંદ કરવા લાયક છે. માણસની લાગણીઓનો ખરો

ફોટો ખેંચવા માટે એ ભાષા દરેક રીતે સંપૂર્ણ છે અને ખુદાએ અરબસ્તાનમાં નબી મોકલી કુરઆન અરબી ભાષામાં ઊતાર્યું છે એટલા માટે કે તે વખતે અરબી ભાષા વિના બીજી કોઇ ભાષા સંપૂર્ણતાને પામી ન હતી તેમજ અદ્યાપિ પણ કોઇ બીજી ભાષા સંપૂર્ણતાને પહોંચી નથી. ને બધી ભાષાઓ અરબી ભાષાની મોહતાજ ને બધી ભાષાઓનું મૂળ અરબીમાં છે ને બધી ભાષાઓમાં સંખ્યાબંધ અરબી શબ્દો મોજુદ છે પણ અરબી ભાષામાં બીજી કોઇ ભાષાના શબ્દો નથી; બલ્કે જે શબ્દોને બીજી ભાષાના છે એમ કહેવામાં આવે છે તે અરબીજ ભાષાના છે જે રૂપાંતર પામીને બીજી ભાષામા જતા રહ્યા છે.

અરબી ભાષાના શબ્દોનું બંધારણ પુરૂં છે. દરેક શબ્દ પોતાની સાથે એ નામ પડવાનું કારણ રાખે છે. અરબ બતાવી શકે છે કે ફલાણી વસ્તુનું આ નામ શા માટે રાખવામાં આવ્યું. અરબી ભાષામાં નાના ને મોટા ડેરીવેશનના મૂળ રૂપ છે તે જોવાથી આશ્ચર્ય થાય છે કે, શું કોઈ માણસ કે ગામડીઆ અરબ એ ભાષાના સ્થાપક હોઈ શકે ખરા? આ ભાષા બધી ભાષામાં સુધરેલી અને ધોએલી છે. વિસ્તીર્ણતા ને મીઠાશમાં કોઇ ભાષા એનો મુકાબલો કરી શકતી નથી. આ ભાષાનું નામજ અરબી એટલે મીઠાશ છે તેથી એજ ભાષામાં કુરઆન ઉતર્યું છે.

બીજું, જે માણસ ઉપર કુરઆન ઉતર્યું તેની કેળવણીની એવી હાલત હતી કે કોઇ પણ નિશાળમાં એક મીનીટ માટે બેઠો નથી, કોઇ શિક્ષકની સોબતમાં રહયો નથી, કોઇ પુસ્તક વાંચ્યું નથી, એની પાસે લાયબ્રેરી ન હતી, લાંબી મુસાફરીઓ કરી નહતી, ફકત એશીઆઈ તુર્કસ્તાનમાં બે વખત ગયો છે.

પહેલી વખત ગયો ત્યારે ૯ વરસની ઉમર હતી. હઝરત અબુતાલીબની સાથે ગયો. આ ઉમર એવી નથી કે કોઈની પાસેથી કાંઇ શીખે કે કોઇની સોબતમાં રહી લાભ મેળવે. બીજી વખત વેપારી થઇને ગયો. વેપારનું કામ એટલું બધું હતું કે તેની જંજાળમાં કોઇ વિદ્વાનની સોબતમાં રહી લાભ મેળવી શકાયજ નહિં ને નવો ધર્મ સ્થાપવાનો વિચાર આવી શકેજ નહિં. જન્મની પહેલાં પિતા ગુજરી ગયા, મા પણ વફાત પામ્યાં, દાદાએ વાલીપણું સ્વીકાર્યું તે ગુજરી ગયા એટલે આપનો કોઇ કાયમનો મુરબ્બી ન હતો. કોઇએ આપને કેળવણી આપી નથી એ વાત કુરઆનમાં પણ છે "હે નબી આના પહેલાં તું કોઇ પ્રકારનું પુસ્તક વાંચતો ન હતો ને પોતાને હાથે કાંઇ લખી શકતો ન હતો. જો તું વાંચી લખી શકે એવો હોત તો અસત્ય પૂજક લોકો એવું કહી શકત કે આ કુરઆન તેં પોતે બનાવી લીધું છે. પણ જ્યારે તું લખતાં વાંચતાં શીખ્યો નથી, તું લખી શકતો નથી. વાંચી શકતો નથી, અરબસ્તાન તારી આ હાલતથી વાકેફ છે એવી સ્થિતિમાં તારી વહાને જેની આગળ અરબના બધા સુભાષકોની જીભો મુંગી છે તને જુઠો ને દગાબાઝ કહે એ કામ એવાજ માણસનું છે જેને અક્કલ સાથે કાંઇ લેવા દેવા નથી."

ઉપર બે વાતો કહેવામાં આવી. એક એ કે આપના સમયમાં મીઠાશ ને પ્રૌઢતાનો સાગર લહેરો મારતો હતો. બીજી એ કે આપ લખી વાંચી શકતા ન હતા. વાંચકો! આ બંને બાબતો પોતાના મનમાં રાખે ને નીચેની સાબીતીઓ કુરઆન ખુદાનું કલામ છે તે વિષે અંતઃકરણના કાનોથી સાંભળે.

**પહેલી દલીલ**—એક અભણ માણસ જેને માટે સાબીત થઇ ચુકયું છે કે તેણે કોઈ પણ નિશાળમાં એક શબ્દ પણ વાંચ્યો નથી, એક અક્ષર પણ લખ્યો નથી તે જો એક સાધારણ

પ્રકારનું પુસ્તક પણ જગતની સામે રજુ કરી શકત તો પણ તે તેનો ચમત્કાર ગણાત, તો જ્યારે આપ એવી ઉત્તમ મિઠાશવાળી ને પ્રૌઢતાવાળી કિતાબ લાવ્યા કે જેને માટે ઉંચે અવાજે અરબસ્તાન ને બધા જિંનો ને માણસોને ચેલેંજ આપે કે એકજ અધ્યાય એના જેવો બનાવી લાઓઃ—"તું કહી દે કે અગર માણસો જિંનો આ કામ માટે એક સંપ થઈ જાય કે આ કુરઆનના જેવી બીજી કિતાબ લાવી શકે તો હરગીઝ લાવી શકશે નહિ ગમે તો તે બધા એક બીજાના સહાયક થઈ જાય."

એક અભણ, અનાથ, લાચાર, નિરાધાર, નિર્ધન ને અશક્ત આવી ઉત્તમ મીઠાશની પ્રૌઢતાવાળી ભૂમિમાં આવી ઉત્તમ પ્રકારની કિતાબ લાવે અને આવી રીતે પુરા બળથી ચેલેંજ આપે આ ભેદ તો કોઈ ફીલોસોફર કે વિદ્વાનથી પણ સમજાવી શકાશે નહિં, જ્યાં સુધી તે કિતાબ લાવનારને ખુદાના તરફથી મોકલેલો ને તે કિતાબને ખુદાની કિતાબ ન સમજે.

આપના સમયમાં સુભાષકતા ને પ્રૌઢતાની જે ધારા વહી રહી હતી તેની હકીકત ઉપર વર્ણવામાં આવી છે કાબામાં દર વર્ષે એક મેળો ભરાતો હતો, તેમાં નામાંકિત કવિઓ પોતાના કસીદાઓ એક બીજાના જવાબમાં વાંચતા હતા. જેનો કસીદો સર્વોત્તમ સાબીત થતો તેને બીજા કવિઓ અને પબ્લિકની તરફથી સામાન્ય પસંદગીનો ચાંદ મળતો હતો ને તે કસીદાને જાહેર કરવા માટે કાબાના દરવાજા ઉપર લટકાવી દેતા હતા. એવા સાત કસીદાનું પુસ્તક જેને 'સબઆ મોઅલ્લકા' (સાત લટકતા કસીદા) કહે છે ને જે યુનિવર્સિટીની પરીક્ષામાં કોર્સ તરીકે મંજુર છે તેનું નામ સબઆ મોઅલ્લકા આ બનાવની યાદગારમાં રાખવામાં આવ્યું છે કે તે કાબાના દરવાજા ઉપર લટકાવવામાં આવ્યા હતા. જ્યારે કુરઆન શરીફ ઉતર્યું, ત્યારે આપે સૂરએ બકરની આરંભની આયતો ત્યાં લટકાવી દીધી. પછી

જ્યારે લબીદ બીન રબીઅ કે જેનો કસીદો કાબાના દ્વારપર લટકાવેલો હતો, તેણે જ્યારે કુરઆનની એ આયતો પઢી ત્યારે એટલો તો શરમાયો કે તેણે કબુલ કર્યું કે, બેશક આ કલામ તો ખુદાનું છે અને એ ઉપરથીજ તે ઇસ્લામનો સ્વિકાર કરી હઝરત મુહમ્મદ (સ. અ.) ના ફિદાઇઓમાં દાખલ થઇ ગયો. એવીજ રીતે કઅબ બીન માલિક જે અરબસ્તાનનો એક પ્રખ્યાત કવિ હતો ને હિસ્સાન બીન સાબીત જે અરબસ્તાનની તુતી કહેવાય છે. અબ્દુલ્લા બીન કેસ કવિ જેની કવિતા પ્રમાણ તરીકે વપરાય છે. અબુ ઝુયબ હિંદલી જે આપની પવિત્ર જીભથી કુરઆન સાંભળવાનો શોખ રાખતો હતો. અઅશી એટલે શમઉન, અબુનસીર બીન કેસ બીન નફલા યમામાનો કવિ હતો, નાબીગા જઅદી જે કવિતા કહેતાં કહેતાં ઘરડો થઈ ગયો હતો, કઅબ બીન ઝુબેર જેણે અતિ પ્રખ્યાત કસીદો બાંત સઅદ રચ્યો છે. હઝરત ઉમર ખત્તાબ ર. અ. એ બધા પ્રખ્યાત કવિઓ કુરઆન શરીફની મીઠાશ ને પ્રૌઢતા ઉપરજ ફીદાં ફીદા થઇને ઇસ્લામના સેવક થઇ ગયા હતા. સલમાન ફારસી, બીલાલ હબશી ને અબ્દુલ્લા બીન સલામ યહુદી કુરઆનની અનુપમતા દેખીનેજ ઇમાન લાવ્યા હતા. આ લોકોની હકીકત ઇસ્લામના ઇતિહાસમાં પ્રખ્યાત છે. વલીદ બીન મુગેયરા મલઉન જો કે ઇમાન લાવ્યો નહિ પણ કુરઆન શરીફ સર્વોત્તમ છે એવું છચોક કહેતો હતો અને કાફર લોકો સામાન્ય રીતે કુરઆનને તેની જાદુઇ મીઠાશથી જાદુ કહેતા હતા ને હઝરતને જાદુગર કહેતા હતા " આ કલામ તો જાદુ છે ને એનો લાવનાર કોઈ જાદુગર છે જેનાં વચનો જાદુની પેઠે અસર કરી જાય છે." એમ એ લોકો કહેતા હતા.

**બીજી દલીલ**—કુરઆન શરીફ ખુદાની વાણી છે એની સાબીતી તે ભવિષ્યવાણી છે જે ખુદાએ ફરમાવી છે કે:—"જો તમે આ કિતાબની એક સુરતની બરાબર મીઠી ને પ્રૌઢતાવાળી ભાષાની

સુરત બનાવી શકતા નથી ને કિયામત સુધી એના બરાબર બનાવી શકો એ શકયજ નથી તો તે અગ્નિથી ડરો જેનું બળતણ મૂર્તિપૂજકો ને મૂર્તિઓ છે, ખુદાનો અસ્વીકાર કરનારાઓ ( નાસ્તિકો ) માટે તૈયાર છે. ”

સ્વાભાવિક ને બનાવટી વસ્તુમાં એજ ફેર છે કે બનાવટી વસ્તુ માણુસની બનાવેલી હોય છે ને દરેક માણુસ કુદરતી બનાવટમાં સરખા હોય છે. એકના જેવું બીજો માણુસ પણ બનાવી શકે છે પણ કુરઆન માણસની વાણી નથી તે ખુદાની વાણી એટલે કુદરતી છે તેથી ખુદાની વાણીની નકલ કોઇ પણ મનુષ્યથી થઇ શકેજ નહિ. કૃત્રિમ ગુલાબના ફુલ સેંકડો બનાવવામાં આવે છે પણ કુદરતીનો મુકાબલો હરગીઝ કરી શકતાં નથી; સ્વાભાવિક ફૂલોના રંગ ને સુગંધની આગળ ઝટ નિસ્તેજ થઇ જાય છે.

કુરઆન શરીફ ખુદાની વાણી એટલે કુદરતી છે તેથી તેનો જવાબ કિયામત સુધી અશકય છે તેટલાજ માટે ખુદાએ એવી ચેલેંજ આપી છે કે જિંન અને માણુસો આ વાણીનો નમુનો રજુ કરી શકયા નથી અને હે માણસો! તમારાથી આ કુરઆનના જેવું પુસ્તક થાય એ હરગીઝ શકય નથી. તેથી કુદરતની આ જબરી ચેલેંજ અને ભવિષ્યવાણી છે. ખુદાએ ખબર આપી છે કે એની બરાબર કોઇ પણ માણુસ લાવી શકતો નથી ને લાવી શકશે નહિ.

મુસેલમા કઝ્ઝાબે કાંઇક બકબકાટ કર્યો પણ તેની વાણી એવી નિરર્થક ને પોકળ છે કે કદી પણ કોઇ બુદ્ધિશાળીએ તેને કુરઆનના મુકાબલામાં પેશ કરી નથી. તેની એક હસવા લાયક ભાષા છે. એણે કુરઆનનો મુકાબલો કર્યો તેથી એને કઝ્ઝાબ ( જૂઠા ) નો ખીતાબ મળ્યો એ વિના બીજો કાંઇ લાભ થયો

નહિ. કેટલાક વિરોધીઓ 'મુકામાતે હરીરી' ને કુરઆનના મુકાબલામાં આગળ ધરે છે પણ એ પુસ્તકનો કર્તા પોતેજ ઉપોદ્‌ઘાતમાં કુરઆન શરીફ અનુપમ છે એમ કબુલ કરે છે અને તેમની સ્થિતિ વાદી સુસ્ત ને શાક્ષિ ચુસ્તના જેવી છે. ફેઝીના કલામને પંડિત દયાનંદ પોતાની કિતાબ સત્યાર્થ પ્રકાશમાં કુરઆનની બરાબર કહે છે પણ ફેઝી પોતે પોતાના ભાષ્યમાં કુરઆનની અનુપમતા ને અદભુતતાનું સવિસ્તર વર્ણન કરીને પંડિત દયાનંદને એવો ઝંખવાણો પાડે છે કે એવી મોટી બોલી બોલ્યા કરતાં તો તે કોઈ કુવામાં ડુબી મરી જાય એ સારૂં છે. ઇબ્ને મકનાએ કુરઆન શરીફના મુકાબલામાં કાંઇક બનાવવાનું ધાર્યું પણ કોઈ નિશાળમાંથી એકજ આયત સાંભળીને પોતાનું લખાણ તદ્દન ભુસી નાંખ્યું.

**ત્રીજી દલીલ**—કુરઆન શરીફ ખુદાની વાણી છે એની મોટી સાબિતી એનું રક્ષણ છે. દુન્યાનું કોઇ પણ પુસ્તક તેના મુળરૂપ ઉપર રહેલું નથી. આકાશી પુસ્તકોમાં તોરેત ને ઇંજીલ ઉપર નઝર કરો તો તેમાં એટલો બધો ફેરફાર થઇ ગયો છે કે એ પુસ્તકોને માનનારા પણ કબુલ કરે છે કે એ પુસ્તકો એમની અસલ સ્થિતિ ઉપર નથી અને કહે છે કે બાઇબલ આખું ઈશ્વર વાણી નથી. હા, બાઇબલમાં ઇશ્વરી વાણી છે. જે સાહિબોની તરફ બાઇબલનો સંબંધ બતાવવામાં આવે છે તેઓનું મરણ અને મરણ પછીની સ્થિતિ એ પુસ્તકમાં મોજુદ છે જેથી જાહેર છે કે એ કિતાબો તે નબીઓની નથી જેમની સાથે એનો સંબંધ બતાવવામાં આવે છે.

વેદને જુઓ તો તેના રક્ષણની એવી સ્થિતિ છે કે ૧૧૩૮ ભાગમાંથી ફક્ત ૪ ભાગ બાકી રહ્યા છે. એ ચાર ભાગોમાં પણ એટલો બધો ભેદ છે કે તેનું વર્ણન થઈ શકતું નથી. મુંબઇમાં છપાએલા વેદ ને જર્મનીમાં છપાએલા વેદોનો મુકાબલો

કરીએ તો બંને એકબીજા સાથે મળતા નથી. કેટલાક શબ્દોજ ગાયબ થઈ ગયા છે ને સેંકડો મંત્ર આગળ પાછળ છે. 'અંગાવંગા સતમ ભુસ' મંત્ર જે પંડિત દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશમાં લખ્યો છે તે વખતે કોઇ હસ્તલિખિત વેદમાં હોય તો હોય છપાએલા વેદમાં તો કોઇમાં પણ નથી. વળી વેદના દરેક પ્રકરણની પાછળ એક બરસ્ત નામે પરિશિષ્ટ હોય છે કે જ્યાંસુધી મંત્ર મંત્રની સામે બબે લીટીઓ પોતાની તરફથી વધારવામાં ન આવે ત્યાંસુધી અર્થ સમજાતોજ નથી.

વેદ જીભપર યાદ હોય ને સુરક્ષિત લખેલા હોય એ છેજ નહિ. જગતના આરંભથી ઓછામાં ઓછા વ્યાસજીના સમય સુધીતો કોઇ પુરાવો આપી શકતા નથી કે અગ્નિથી ફલાણા ઋષિએ ને ફલાણા ઋષિથી ફલાણા મુનિએ ને તેનાથી ફલાણાએ વેદ શીખ્યા કે મેળવ્યા.

હાલમાં વેદોની ૧૧૩૧ શાખાઓ બતાવવામાં આવે છે જે લખવા માટે ઘણો કાળ કે લાખો મૃગચર્મ કે સેંકડો મણ ભોજપત્ર જોઇએ અને તે વેદનાં સમયમાં મોજુદ ન હતાં. અર્થાત એના ઉપર લખવું અને લખવાની વિદ્યા અને કાગળ લાખો વરસ પછી થયાં છે જે માટે પુરી કિતાબ તો રહી, એક મંત્ર પણ લખાયો હોય એવો પુરાવો જગતના આરંભનો મળતો નથી.

હવે મોઢે યાદ રાખવાની હકીકત સાંભળો. વેદના દરેક શાખાના મંત્રોની સંખ્યા જો પાંચ પાંચ હજાર ગણીએ તો બધા મંત્રોની સંખ્યા સાડી પંચાવન લાખ થશે અને વેદ પ્રમાણે દરેક માણસની ઉમર ૧૦૦ વરસની ગણાય છે આટલી નાની ઉમરમાં પંચાવન લાખ મંત્ર હાલ છે. એ શાખાઓ સુદ્ધાં મોઢે કરવા એ તો માણસની શકિતની બહાર છે અને કોઇ રીતે માની શકાય એમ નથી તેથી વેદોને કોઇએ મોઢે કર્યાજ નથી અને આજે પણ વેદ જેને મોઢે હોય એવો કોઇ માણસ મોજુદ નથી.

આ સાધારણ નિયમ છે કે જે વસ્તુ સ્મરણમાં રહી શકતી નથી તેને લખી લેવામાં આવેછે પણ જ્યારે વેદોના સંબંધમાં આ બંને વાતો અશકય જણાઇ છે તો વેદોનું અસ્તિત્વમાં અશકય માનવું પડે છે.

ભણવા ભણાવવામાં ભાષાંતર સરસ પડે છે અને શુદ્ધતા પણ એવીજ સ્થિતિમાં રહી શકે છે કે તે વિદ્યા રસિક ને સુરક્ષિત હોય. વેદોના સંબંધમાં એ વાત પણ નથી, વેદ લખાયા હોય એ પણ સાબીત નથી ને મોઢે કર્યા હોય એ પણ સાબીત નથી, ભણવા ભણાવવામાં આવ્યા હોય એ પણ અશકય તેથી વેદ અરક્ષિત છે એ નિ:શંક ખરૂં છે.

હવે કુરઆનને જુઓ. એ લખાયલું છે ને જીભે પણ યાદ છે ને તેનો પુરાવો ચોકખો છે. શત્રુઓ પણ માને છે કે ૧૩૦૦ વરસ સુધી કોઇ પુસ્તક એવું સુરક્ષિત રહી શકયું નથી જેવી રીતે કુરઆન સુરક્ષિત રહ્યું છે. કુરઆન શરીફ જેમને મોઢે યાદ હોય છે તેમને હાફિઝ કહે છે, એવા સેંકડો હાફિઝ હઝરત રસુલુલ્લાહ (સ૦ અ૦) ના સમયમાં મોજુદ હતા અને ત્યારથી ઇસ્લામીઓ એને મોઢે કરતા આવ્યા છે. દરેક ગામમાં કુરઆન શરીફ મોજુદ છે, ગામે ગામે હાફિઝો મળી આવે છે. હઝરત રસુલે ખુદા (સ૦અ૦) અભણ હતા, છતાં કુરઆનના રક્ષણ માટે આવો બંદોબસ્ત કર્યો એ પણ કુરઆન ખુદાની વાણી છે એની દલીલ છે. કુરઆનના શબ્દે શબ્દ ને અક્ષરે અક્ષર ગણેલા છે એટલે કે કુરઆનશરીફમાં કુલ ૭૭૪૩૬ શબ્દો છે ને ૬૬૬૬ વાકયો છે ને અક્ષરોનું કોષ્ટક નીચે પ્રમાણે છે.

### કુરઆન શરીફના અક્ષરો.

| | | | |
|---|---|---|---|
| અલેફ | ૪૮૮૭૨ | સે | ૧૨૭૬ |
| બે | ૧૦૪૨૮ | જીમ | ૩૨૭૩ |
| તે | ૧૦૧૯૯ | હે | ૩૯૭૩ |

| | | | |
|---|---|---|---|
| એ | ૨૪૧૬ | ગેન | ૨૪૦૯ |
| દાલ | ૫૬૪૨ | ફે | ૮૪૯૯ |
| ઝાલ | ૪૬૯૯ | કાફ | ૬૮૧૩ |
| રે | ૧૫૭૯૩ | કાફ | ૯૫૨૨ |
| ઝે | ૧૫૭૦ | લામ | ૩૬૬૩૨ |
| સીન | ૫૮૯૧ | મીમ | ૨૬૫૦૦ |
| શીન | ૨૨૫૩ | નુન | ૪૫૧૯૦ |
| સ્વાદ | ૨૬૧૩ | વાવ | ૨૫૫૨૬ |
| દ્વાદ | ૧૬૦૭ | હે | ૧૯૦૭૦ |
| તોય | ૧૨૭૬ | લામ અલેફ | ૪૭૨૦ |
| ઝોય | ૮૪૨ | યે | ૩૫૯૧૯ |
| એન | ૯૨૨૦ | | |
| | | કુલ | ૩૫૩૬૪૩ |

**ચોથી દલીલ**—કુરઆન શરીફ ખુદાનું કલામ છે એની ચોથી દલીલ એ છે કે એ અનુપમ પ્રવાહવાળી અને ખરી ભાષામાં છે જે વાંચીને સાંભળીને ભણેલા કે અભણ અરબ કે બીજા દેશના, શહેરી કે ગામડીઓ દરેક ફીદા છે. કુરઆન શરીફને જ્યારે એક કારી ( સારી રીતે પઢનાર ) સારા અવાજથી ને મનને ગમે એવી રીતથી પઢે છે તો શ્રોતાઓ ઉપર એક પ્રકારની લીનતા આવી જાય છે. વધામણીનાં વાકયો સાંભળીને નજરની સામે સ્વર્ગનું ચિત્ર ખડું થાય છે ને દોઝખની આગને સાંભળીને શરીર પરનાં રૂંવાટાં ઉભાં થઇ જાય છે. કુરઆન શરીફની ગોઠવણ ને ઉત્તમ ભાષાને માટે શું લખીએ તે સમજાતું નથી. બસ એટલુંજ કહી શકાય છે કે તે કોઇ માણસની વાણી નથી અને કોઇ માણસની શકિત પણ નથી કે તેનાં વખાણ કરી શકે. એક શાયર કહે છે કે:—

કલામકા તેરે વોહ લુત્ફ ક્યા બયાન કરૂં,
ઝબાંપે આ નહીં સકતી જો દિલમેં લઝ્ઝત હય.

કુરઆન શરીફના શબ્દો પણ ખુદાની તરફના છે ને શબ્દે શબ્દ હઝરત જીબ્રઈલે (અ૦ સ૦) આપને પોહોંચાડયા છે તેથી કુરઆન શરીફની અસર એવી તો તાત્કાળિક છે કે અરબ લોકો કે જેઓ કુરઆન શરીફ પર ઈમાન ન લાવ્યા તેઓ પણ ના છુટકે એટલું તો કબુલ કરતા હતા કે આ કુરઆનશરીફ તો બસ દિલો ઉપર જાદુની અસર કરે છે.

**પાંચમી દલીલ**—કુરઆન શરીફ ખુદાની વાણી છે એની એક સાબીતી એનો અતિશય પ્રચાર છે. દુન્યામાં જેટલો કુરઆનનો પ્રચાર થયો એટલો બીજા કોઈ પુસ્તકનો થયો નથી. કુરઆન શરીફ આફ્રિકા, અમેરીકા યુરોપ ને એશીઆના બધા દેશોમાં નજરે પડે છે, ઘણીજ ભાષાઓમાં એના તરજુમા થયા છે, ગામે ગામ એના હાફિઝ ને કારી નઝરે પડે છે. બધા ઉત્તમ ને કનિષ્ટ, સ્ત્રી પુરૂષ અને બાળકો એને પઢે છે, મકતબો ને ઈસ્લામી શાળાઓમાં શીખવવામાં આવે છે. એને ચાહનારાઓ જીવથી પણ એને પ્રિય ગણે છે ને દરેક વસ્તુ કરતાં એની વધારે અદબ કરે છે.

તૌરાત અને ઇંજીલની એવી હાલત હરગીઝ નથી. તેઓ ભાષાંતર પરથી ભાષાંતર થએલી સ્થિતિમાં જગતમાં મોજુદ છે ને તેમાં પણ ફેરફાર થઇ ને ઘણુંજ રૂપાંતર થઈ ગયું છે. કુરઆન શરીફ જેવો પ્રચાર, કુરઆન જેવી અદબ, તેમાંનો કોઈ માણસ કરતો નથી. તેમને શીખવવાને ગામે ગામ કુરઆન શરીફની પેઠે શાળાઓ નથી, તૌરાત ને ઇંજીલનો કોઈ હાફિઝ નથી. બલાત્કારે તૌરાત ને ઇંજીલ લોકોને વળગાડવામાં આવે એ તેનો ફેલાવો ન કહેવાય. એનાં તો કાગળોથી પડીકાં બંધાય છે બલ્કે ખરો ફેલાવો તો એ કે જે મતલબ માટે તે કિતાબ ઉતરી છે તે કામમાંજ તે વાપરવામાં આવે.

એવીજ સ્થિતિ વેદની પણ છે એનો પ્રચાર જગતમાં કોઈ ઠેકાણે પણ થયો નથી. ઈંગ્રેજી રાજ્ય પહેલાં એની એક પણ પ્રત કોઈ ઠેકાણે હતી એમ જણાયું નથી. હમેશા કાશીમાં ઘેરાઇ રહ્યા, આ વૃદ્ધ પુરૂષનાં કોઈએ કદી દર્શન કર્યા નથી. અરબ, એશીઆઇ તુર્કસ્તાન, ચીન, રશીઆ વગેરે કોઇ પણ દેશમાં એની એક પ્રત પણ જડી નથી. એનાં ભાષાંતર બીજી ભાષાઓમાં થયાં નથી, બે અબજ વરસથી એનું અસ્તિત્વ વર્ણવવામાં આવે છે પણ આજ સુધી દુન્યાની કોઈ પણ ભાષામાં સંપુર્ણ તો શું, સાધારણ તરજુમો પણ મોજુદ નથી અને જે એકાદ તરજુમો મોજુદ છે તે અશુદ્ધ ને નકામો બતાવવામાં આવે છે ને પુરાતન ટેકાઓ રદ્દી છે એમ કહેવામાં આવે છે.

**છઠ્ઠી દલીલ**—લગભગ ૨ અબજ વરસથી વેદ ઉતર્યા એમ મનાય છે છતાં પણ વેદ કાશીની બહાર નીકળ્યા નથી, હવે છાપખાનાના પ્રતાપે કોઈ કોઇ ઠેકાણે જાહેર થયા છે પણ અંગ્રેજો હિંદમાં આવ્યા તે પહેલાં મોટા મોટા શહેરોમાં પણ એની એક એક પ્રત પણ હતી નહિ તો પછી એના સાધારણ પ્રચાર અને પરદેશમાં જવાની વાત તો એક બાજુએ રહી. જો વેદ આખા જગત માટે હોત અથવા જગતના આરંભથી એનું અસ્તિત્વ હોત તો અવશ્ય એની ઘણીક પ્રતો આફ્રિકામાં હોત, યુરોપમાં હોત, એશીઆમાં હોત, દરેક દેશમાં બલ્કે દરેક શહેરમાં વેદ સાધારણ રીતે મળી શકત. આ શો અંધેર છે કે વેદ તો આખા જગત માટે ઉતર્યો અને બધી વિદ્યા કારીગરીનો ખજાનો કહેવાય અને એની એક પ્રત પણ બીજા દેશોમાં આવી શકે નહિ? માટે સાબીત થાય છે કે વેદનું જગતના આરંભમાં ઉતરવું, આખા જગત માટે બોધરૂપ હોવું એ ફક્ત આર્યોનું મન રાજી કરવાનો દાવો દાવોજ છે, તેની કોઇ સાબીતી નથી.

કુરઆન શરીફને જુવો, તે આખા જગત માટે આવ્યું છે. કોઈ

મુલક કોઈ શહેર કોઈ ગામ એવું નહિ હોય જેમાં કુરઆન શરીફની સંખ્યાબંધ પ્રતો મોજુદ ન હોય, જો કે તેને ઉતરે તો ફકત ૧૩૦૦ વરસ થયા છે. આ શો અંધેર છે કે વેદોને આવ્યે તો ૨ અબજ વરસ થઇ જાય છતાં હિંદુસ્તાન બલ્કે કાશીની બહાર તેની એક પ્રત પણ મળે નહિ ? માટે, હે સાહેબો ! બુદ્ધિ પુર્વક વિચાર કરો કે સત્ય શું છે ?

**સાતમી દલીલ**—કુરઆન શરીફ ખુદાની વાણી છે તે એના ખુદાઇ વર્ણન અને બાદશાહી ફરમાન જેવી ભાષાથી સાબીત થાય છે. એટલે કે જેવી રીતે કોઇ હાકેમ પોતાના તાબેદારને રૈયતને હુકમ કરે છે કે, આમ કરો આમ ન કરો અથવા આ અમારો હુકમ છે અથવા અમે આ પ્રમાણે ફરમાવીએ છીએ અથવા આ ખુદાઈ જાહેરનામું છે. એવીજ રીતની બોલી ખુદાએ કુરઆન શરીફમાં જાહેર કરી છે. જેમકે ખુદા ફરમાવે છે કે 'આ લિખિત ફરમાન ખુદાના દરબારથી સાદર થાય છે જે બળવત્તર હિકમતવાળો છે' અને 'તમે વ્યભિચારની પાસે પણ ન જાઓ તે નિર્લજતાનું કામ ને નઠારો કાયદો છે' અને 'તમારે માટે છેવટનો હુકમ આપવામાં આવ્યો છે કે તમે તેના વિના બીજા કોઈની પૂજા ન કરો ને માબાપથી સુલુક કરો' 'હે નબી! તું જાહેર કરી દે કે તે ખુદા પાક જે ગુણમાં એક છે' 'અને માણસને અમારી તરફથી તાકીદી ઓર્ડર છે કે તે માબાપની સાથે સુલુક કરે' 'આ લખાણમાં કંઇ પણ શંકા નથી એજ ખુદાનો બાદશાહી હુકમ છે.'

**આઠમી દલીલ**—કુરઆન શરીફ ખુદાની વાણી છે એનો પુરાવો એની સત્ય અસર છે, જેણે અરબ જેવા જાહીલ દેશના માણસોને થોડાજ સમયમાં અતિશય સુધરેલા, વિનયી ને ખુદાઇ માણસ બનાવી દીધા. અરબની પ્રથમની સ્થિતિ જુઓ તો તેમની ચાલચલગત એવી તો નઠારી હતી કે તેમને માણસ

કહેતાં પણ આંચકો ખાવો પડતો હતો, પણ હઝરત રસુલે ખુદા ( સ. અ. ) ના પધાર્યા પછી ફકત કુરઆનની અદભુત અસરે તેમને છેક અવનતિના ખાડામાંથી કાઢીને ઉન્નતિના ઉંચા શિખર ઉપર પોહોંચાડી દીધા. તે જંગલીમાંથી માણુસ ને માણુસમાંથી વિનયી માણુસ ને વિનયી માણુસમાંથી ખુદાને ઓળખનારા ને ખુદાના વહાલા બની ગયા અરબસ્તાન એક એવો દેશ હતો કે તેને કોઇ ઓળખતોએ નહતો, હવે કુરઆન શરીફના પ્રતાપે જગતની તથા આખેરતની ચડતી કરીને બધી કોમોથી સરસ થઇ ગયો, બલ્કે બંગાલાથી લઇને આટલાંટિક મહાસાગર સુધી ઇસ્લામનો વાવટો ઉડવા લાગ્યો ને તે બંને લોકની ચડતી કે જેની જોડ બીજે મળતી નથી તેમણે કરી. એક ફીરંગી કહે છે કે અરબ લોકોએ કુરઆનના પ્રતાપથી દસ વરસના સમયમાં એટલા બધા દેશો જીતી લીધા જે સિકંદરના મુલકથી વીસ ગણા હતા. તે લોકો ઘેટાં બકરાં ચારતાં ચારતાં એવા થઈ ગયા કે જાણે કોઇએ જાદુ કરી દીધો.

આ કુરઆનશરીફની તાસીર છે કે કોઇ પણ જાતના દબાણ ને બળાત્કાર વિના આખા જગતમાં ફેલાવા પામે છે. વિરોધીઓ વિચાર કરે કે ચીનમાં કંઇ બલા દાખલ થઇ છે, આફ્રીકામાં કઇ તલવારે અસર કરી, લિવરપુલ ને અમેરિકામાં કંઇ તલવાર કામ કરે છે? હિંદુસ્તાનમાંજ હિંદુઓ વગેરે હજારો માણુસ કેમ મુસલમાન થાય છે? એ કયા હથીઆરનું કામ છે? ફકત કુરઆનની અદભુત તાસીરની તલવાર છે.

**નવમી દલીલ**—કુરઆન શરીફ ખુદાની વાણી છે તેની સાબીતી તેમાં આપેલી ભવિષ્યવાણી છે. જે બનાવ બને તે પહેલાં કુરઆનશરીફમાં આપવામાં આવી છે. કોઇ પણ સામાન કે આશા ન હોવા છતાં આખી દુન્યામાં ઇસ્લામ ફેલાશે એવી ખબર તેમાં આપેલી છે. હઝરત પેગંબર સાહેબના તાબઈન

(આપને જોએલા તે સહાબી, ને સહાબીને જોએલા તે તાબઇન) ને ખીલાફત મળવાની ખબર આપી છે. એશીઆઈ તુર્કસ્તાન સદાને માટે મુસલમાનોના કબજામાં આવશે એ ખબર આપી છે, યુરોપી તુર્કસ્તાનની ખ્રીસ્તી સલ્તનત નવ વરસની અંદર તાબે થવાની ખબર આપી છે. પછી ઇમાનમાં વિજય મળવાની ખબર આપી છે તેને વિષે કોઇ પોલીટીકલ માણસ ધારણુ કરી શકતો ન હતો, યરૂશલેમ ફતેહ થવાની ખબર, કાબામાં કિયામત સુધી કોઇ મુશ્રિક દાખલ નહિ થઇ શકે તેવી ખબર વગેરે ઘણી ખબર કુરઆનશરીફમાં મોજુદ છે ને અક્ષરશઃ પુરી થઇ છે; પણ વેદમાં કોઇ પણ ભવિષ્યવાણી નથી ને તેથી તે ભવિષ્ય જાણુનાર ખુદાની વાણી પણ નથી.

**દસમી દલીલ**—કુરઆનશરીફ ખુદાની વાણી છે એ તેના ફળ અને પરિણામથી જાહેર થાય છે. કુરઆનશરીફનું ફળ જગતનેજ મળ્યું અને આખા જગતમાં ખુદાની એકતાની સુગંધ પ્રસરી રહી ને દુન્યા ખુદાને ઓળખવાના અત્તરથી સુગંધિત થઇ ગઇ, આખા જગતમાં મુસલમાનો "એક ખુદાને પૂજનારા" એ ખિતાબથી ઓળખાવા લાગ્યા, કુરઆનશરીફનાજ પ્રતાપથી દુન્યાનો વસ્તીનો ત્રીજો ભાગ ખરા ખુદાનો પૂજક બની ગયો હિંદુસ્તાનમાં ખુદાની એકતા કુરઆનશરીફનાજ પ્રતાપથી આવી. પંડિત દયાનંદજીએ વેદનો મરજીરૂપ તરજુમો કુરઆનશરીફમાંની ખુદાની એકતા જોઇનેજ કર્યો ને એમને વેદમાં એકતા સૂઝી નહિ. તે વેદ કે જે નિષ્ફળ વૃક્ષ છે તેનું જે ફળ છે તેને આખું જગત જાણે છે. આ છેડાથી તે છેડા સુધી આખો ભરતખંડ વેદનાજ કારણથી કુફ્રને શિર્કના અંધકારમાં ડુબ્યો છે. જો એ ખુદાની તરફથી શિખામણનો સૂર્ય હોત તો આવો સૂર્ય હોવા છતાં હિંદમાં કદી અંધકાર ફેલાત નહિં. હા, કુરઆનશરીફના પ્રગટાએલ સૂર્યે હિંદુસ્તાનને એકતાના નુરથી પ્રકાશ્યો. બધું કુરઆનશરીફ

ખુદાની એકતા, ઓળખાણ, પવિત્રતા ને પવિત્ર નામોથી ભરેલું છે. કોઈ પણ ઠેકાણે અગ્નિ, વાયુ, ઇંદ્ર ને સૂર્ય વગેરેની આગળ નમવાનું ને તેમનો મહિમા કરવાનો હુકમ નથી. નમુના દાખલ કુરઆનની કેટલીક આયતોનો તરજુમો અહીં લખવામાં આવે છે.

## સુરએ ફાતેહા.

(૧) આ સુરત દરેક નમાઝમાં પઢવામાં આવે છે જેનો પદ્યમાં તરજુમો આ પ્રમાણે છે:—

ખુદાયા તુ માલિક હે સબસે બડા, ઝમીં આસ્માં તુને પેદા કિયા
તુઝીકો તો લાયક હે તારીફ સબ, કે હારેનકા તુ હે ખાવિંદો રબ
તુ રેહમાન હે ઓર નિહાયત રહીમ હે ફયઝી હુઇ તેરી રહમત અઝીમ
હે માલિક કયામત કે દિનકા તુહી, ભિકારી હેં સબ ઓર ગની હે તુહી
હેં ઝુકતે ખુદાયા તુઝીકો મુદામ, તલબ હે મદદકી તુઝીસે મુદામ
ચલા રાહ સીધી તુ હમકો મુદામ, મિલે જીસકે બાઇસસે રાહત તમામ
તેરી નેઅમતોંસે જો હંય સરફરાઝ, તુ કર વયસા હમકોભી અય બેનિયાઝ
ગઝબ તુને જીનપર કિયા ઉનકી રાહ, બચા હમકો ઉસસે હે તેરી પનાહ
ન ગુમરાહોંકી ચાલ હમકો ચલા, હમ આમીન કહતે હેં અય કિબ્રિયા
યે બંદા હે આબિદ તેરા પુર ખતા, યે સુરતકી બરકત ઇસે હો અતા

---

હવે જુઓ કે આ સુરતમાં માણસને કયાં સુધી ખુદાની એકતા ને પાલકતા, દયાને કૃપા, દ્રઢતા ને ખુદાની મદદ માંગવાની પ્રેરણા કરી છે જેનો મુકાબલો વેદ કે કોઇ બીજું પુસ્તક કરી શકતું નથી (મેરાજુલ મોમીનીન નામે પુસ્તક જુઓ)

(૨) હે માણસો તમે તમારા તે પરવરદિગારની ઇબાદત કરો જેણે તમને જન્મ આપ્યો અને તમારી પહેલાં જે લોકો થઇ ગયા તેમને પણ જન્મ આપ્યો. એવું કરશો તો આખેરતનાં

કષ્ટોથી છુટી જશો. ભક્તિને લાયક તેજ છે જેણે જમીનને પાથરણું બનાવ્યું ને આકાશને માથા ઉપર પ્રકાશિત ચંદરવો બનાવી ઉભું કર્યું ને આકાશમાંથી વરસાદ વરસાવીને તેની મદદથી તમારે ખાવા માટે ફળો પેદા કર્યા માટે એવા ખુદાનો કોઈ ભાગીઓ ન ઠરાવો, જો કે તમે જાણો છો કે એની જોડ લાવવી અશકય છે.

(૩) અને તમારો ખુદા એકજ ભક્તિ કરવા લાયક છે ને તે વિના બીજો કોઇ પૂજ્ય નથી, તે ઘણોજ દયાળુ ને મહેરબાન છે.

(૪) ખુદા તે અપરાધ કદી ક્ષમા કરતો નથી કે તેનો કોઇ ભાગીદાર ઠરાવવામાં આવે. એ અપરાધ વિના બીજો ગમે તેવો અપરાધ હોય તે માફ થવાની આશા છે ને જે ખુદાની સાથે બીજાને મેળવે તો તેણે ભારે તોહમત મુકયું. માટે હે આર્યો ને સનાતન ધર્મીઓ અને ઇસાઇઓ તથા યહુદીઓ! સાંભળો કે જ્યાંસુધી કુરઆનશરીફ પ્રમાણે એકજ ખુદાની પૂજા ન કરો ત્યાં સુધી તમારી મુક્તિ નથી.

(૫) તમે સુરજને ન નમો ને ચંદ્રમાની આગળ માથું ન નમાવો, માથું તો તેજ જાતની આગળ નમાવો કે જેણે આ બધા આકાશી પદાર્થોને સરજ્યા. જો તમે ખુદાના ખરા પૂજક છો તો અગ્નિ, વાયુ, સુર્ય વગેરે દેવતાઓને છોડો અને ખુદાના ખરા પૂજક બની જાઓ.

(૬) હે નબી! કહી દે કે "હે, લોકો! હું તમારી બધાની તરફ ખુદાનો રસુલ થઇને આવ્યો છું. તે ખુદા કે જેનું રાજ્ય આકાશ ને જમીન પર છે, તે વિના બીજો કોઇ પૂજાને લાયક નથી, મારવા ને જીવતા કરવા એ એનુંજ કામ છે. માટે તે ખુદા ને તેના રસુલપર ઇમાન લાવો, તે રસુલ કે જે અભણ નબી છે, ખુદા ને તેની વાણી પર તે નબી પુરી આસ્થા રાખે છે. તમે તેનીજ તાબેદારી કરો કે ખરો રસ્તો પામો."

(૭) ને ખુદાનો હુકમ છે કે તમે બે પૂજ્ય ન નક્કી કરો અર્થાત ભલાઇનો ખુદા ને બુરાઇનો (ખુદા જેવી માન્યતા પારસી લોકોની છે તેવી) તે ખુદાતો એકજ ખુદા છે.

(૮) હે આકાશી પુસ્તકોવાળા ! તમે તમારા દીનમાં અફરા તફરી ન કરો ને ખુદાને માટે તેજ કહો જે સત્ય છે. મસીહ મરીયમના દીકરા તો ફક્ત ખુદાના રસુલ ને તેની કુદરતનો કલમો છે જે તેણે મરીયમની તરફ નાંખી દીધો ને તેની તરફથી એક આત્મા છે. માટે ખુદા ને તેના રસુલને માનો પણ ખુદા ન કહો, એ કામથી ખંચાઇ જાઓ એ તમારા હકમાં કલ્યાણકારી છે. ખુદા તો એકજ પૂજ્ય છે, તેની જાત એ વાતથી નિઃસ્પૃહી છે કે તને માટે ઓલાદ હોય. આકાશને જમીનમાં જે કાંઇ છે તેનુંજ છે ને ખુદા પોતે દરેક વસ્તુને સૃજનાર સંપૂર્ણ છે. એમાં દ્વિત્યપણાની ને ત્રિપુટીની જરૂર પણ નથી ને સમાવેશ પણ નથી.

નામે ખુદા લકબ હે હમારા મુહમ્મદી
હમકો ખુદાને કેહકે પુકારા મુહમ્મદી
કુબેં ખુદાકા રખતે હેં યારા મુહમ્મદી
ખુલ્દે બરીંમેં હોંગે સફ આરા મુહમ્મદી

ચમકા જો ઇસ જહાંમેં સિતારા મુહમ્મદી
લાખોં હુએ યહુદો નસારા મુહમ્મદી

ઝેરે ફલક હે દીન હમારા મુહમ્મદી
રૂમો ઇરાકો મિસ્ર હે સારા મુહમ્મદી
ફારસ હિરાતો હિંદો હઝારા મુહમ્મદી
હે સેંકડો બરસસે બુખારા મુહમ્મદી

ચમકા જો ઇસ જહાંમેં સિતારા મુહમ્મદી
લાખોં હુએ યહુદો નસારા મુહમ્મદી

હમ હેં કે બસ ઝબુરકા મતલબ અયાં કરેં
ઇનજીલ કે મકાસદે અસલી બયાં કરેં

હમ હૈં કે નુરે અકલસે રવશન જહાં કરે
ચાહેં તો આયોંકો અભી દમમેં ચુપ કરે
ચમકા જો ઇસ જહાંમેં સિતારા મુહમ્મદી.
લાખોં હુએ યહુદો નસારા મુહમ્મદી.
હમ પર ખુલે હકાયકે તવરેત સાફ સાફ
હમ પર ખુલે હકાયકે ઇનજીલ સાફ સાફ
કેહ ડાલેં સાફ સાફ અગર કીજીયે મઆફ
હમસા નહીં ઝમાનેમેં અઝ કાફ તા બ કાફ
ચમકા જો ઇસ જહાંમેં સિતારા મુહમ્મદી;
લાખોં હુએ યહુદો નસારા મુહમ્મદી.
ફરઝંદ હકકે કયસે હોં હમ બંદએ જલીલ
વહાં તીનપર નઝર હૈ યહાં એકહી કફીલ;
વહાં જોશે શોરો શર હૈ યાં એહસે કાલોકીલ,
વહાં બેહરે બે સબીલ હૈ યાં નેહરે સલ સબીલ
ચમકા જો ઇસ જહાંમેં સિતારા મુહમ્મદી
લાખોં હુવે યહુદો નસારા મુહમ્મદી
ફિરઓનીયત વહાં હૈ યહાં મોલવી શિઆર:
વહાં લાખ બાદા ખ્વાર યહાં ચંદ રોઝાદાર;
વહાં શગલે નાવો નોશ યહાં ફિક્રો ઈઝતિરાર
દુનિયાપે વહાં ઘુમન્ડ હૈ ઉકબાપે યાં મદાર
ચમકા જો ઇસ જહાંમેં સિતારા મુહમ્મદી
લાખોં હુએ યહુદો નસારા મુહમ્મદી.

(૯) અલ્લાહો લાઈલા હા ઇલ્લાહુ (આયતુલ કુરસી) એ એવી પવિત્ર જાત છે કે તેના વિના બીજો કોઇ ઇબાદતને લાયક છેજ નહિ (તો ઇસાને રૂહુલ કુદસ પૂજ્ય શી રીતે હોઈ શકે છે) ખુદા ઝિંદા છે, તે પોતાની જાતની સાથે કાયમ છે (પણ હઝરત ઈસા ઉપર તો તમારી માન્યતા પ્રમાણે મોતે

પોતાનો કાબુ ચલાવ્યો ને તેમની સ્થિતિમાં રૂપાંતર થતું રહ્યું તો તે ખુદા કેવી રીતે થઈ શકે ? ) તેને તો ઉંઘ કે નિંદ્રા આવતીજ નથી (પણ હઝરત ઈસાનું સૂઈ રહેવું તો ઈંજીલથી સાબીત છે તો તે ખુદા કેવી રીતે થઇ શકે ? ) જમીનપર ને આકાશમાં જે કાંઇ છે તે તેનુંજ છે. (પણ હઝરત ઇસાની તો એટલી પણ સત્તા નહતી કે ઝેદીના બે દીકરાઓને જમણી ડાબી બાજુએ બેસાડી શકે અથવા જે અંજીરને ફળ ન આવતો હોય તેને ફળવાન કરી શકે. કોઈની તાકાત નથી કે તેના હુકમ સિવાય તેની સામે કોઈની ફરમાશ કરી શકે તો પછી હઝરત ઇસા ખુદાના શરીક થઇને દુન્યાના મુક્તિદાતા કેવી રીતે થઇ શકે ?) તે અસ્તિત્વમાં જે કાંઇ છે તેની આગલી પાછલી બધી હાલત જાણે છે (પણ હઝરત ઈસાને કિયામત કયારે આવશે તેની ખબર નહતી) ખુદાના જ્ઞાન ઉપર કોઇની હદ બંધી થઈ શકતી નથી, પોતાની ઝાત સિવાય કે જે પોતે બતાવે (તો હઝરત ઇસાને તો એ પણ માલુમ ન થયું કે મારા દામનને કોણે હાથ લગાડયો તો હવે તે માણુસ હતા એમાં શો શક છે ? )તેની કુરસીમાં ઝમીન ને આસમાન સમાઇ ગયાં છે (પણ હઝરત ઇસાની તો એક ગામની પણ બાદશાહત ન હતી બલ્કે આપ ખ્રીસ્તીઓના કહેવા પ્રમાણે ઘણા અપમાનની સાથે સુળીએ ચડાવવામાં આવ્યા) તે આકાશ ને જમીનના રક્ષણ કરવામાં થાકતો નથી (ને હઝરત ઇસાનું થાકી જવું આજે ઇંજીલોથી સાબીત છે) તેની પદ્ધિ ઉચ્ચતા ને પ્રૌઢતાવાળી છે (હવે હઝરત ઈસાની પદ્ધિ જોવી હોય તો શુળી વખતની બાબત ઇંજીલમાંથી વાંચો) નીચેની કવિતા મીસરના ઈસ્લામી અખબારમાંથી નકલ કરવામાં આવી છે જે અસલ અરબીમાં હતી તેને ઉર્દુ ભાષાનો પોશાક પહેરાવવામાં

આવ્યો છે જેમાં મનોરંજક રીતે ત્રિપુટી (તસલીસ) ની જડ કાપવામાં આવી છે. તે કવિતા નીચે પ્રમાણે છે:—

હે એક સવાલ તુમસે યા અઈયોહન્નસારા
દેના જવાબ હમકો તુમમેં અગર હો યારા
કેહતે હો તુમ ખુદાકો ઈનસાંને માર ડાલા
વો કયા ભલા ખુદાથા બંદોંને જીસ્કો મારા
રાઝી અગર રહા વો બા ઈ હમાભી ઉનસે
તો હો ઉન્હેં બશારત જીનસે વો ખુશ સિધારા
નારાઝ અગર ગયા વો ઉનસે તો બસ યે સમઝો
ઝોર આવરીસે ઉનકી નાચાર થા બિચારા
સુલીપે જાન દી જબ કઈયુમે આલેમીં ને
કાયમ રહા ખુદા બિન કયોંકર જહાન સારા
યે આસમાન સાતોં કયા થે ખુદાસે ખાલી
ઝેરે ઝમીન ઉસ્કો જબ ગોરમેં ઉતારા
માલિક બગેર કયોં કર યે મિલકતેં રહીં ફિર
જબ એ કસાના ઉસને ઉનસે કિયા કનારા
હો આસરેપે જીસ્કે કુલ કાયનાત કાયમ
લકડીને બોઝ ઇસ્કા કયોંકર ભલા સહારા
લોહેકી બેડીયોંને હાથોંસે દુશમનોં ને
કયોંકર ખુદાકો જકડા કિસ તરહા ઉસ્કો મારા
ઝિંદા કિયા ખુદાકો ફિર દુસરે ખુદાને
યા ખુદ બ ખુદ વો ઈસા ઝિંદા હુવે દુબારા
વો કબ્રભી અજબથી જીસ્મેં ખુદા સમાયા
વો પેટ ઉસસે બઢકર જીસ્ને ઉસે સહારા
ઈસ તીરા કોઠડીમેં નવ માહ તક વો ઠેરા
ઓર ખુને હયઝ ખાકર કરતા રહા ગુઝારા

થા નાતવાન બચ્ચા જખસે કે થા વો નિકલા
મુંહ દુધકી ગરઝસે ખોલે હુવે પ્યારા
ખાતા રહા બરાબર પીતા રહા બરાબર
ફિરતા રહા બરાબર ફિર વો ખુદા તુમ્હારા
હે ઝાત પાક ઊસ્કી ઇસ કિઝબો ઈફ્તરા સે
બોહતાન હૈં યે સારે અલ્લાહપે આશકારા
અઝમત સલીબમેં હે કયા અય સલીબવાલો
કયોં ફેંકના નહીં હે ઇસ્કા તુમ્હેં ગવારા
ફેંકો સલીબકો તુમ ફેંકો સલીબકો તુમ
અકલે સલીમકા હે હરદમ યેહી ઈશારા
થી ના ગવાર સચમુચ અલ્લાહકો વો સવારી
મેખુંસે જીસ્પે ચસ્પાં થા જીસ્મ ઇસકા સારા
દરદો અલમસે જીસ્કે બેતાબ હોકે હાયે
કિસ બે બસીમેં આખિર વો બાપકો પુકારા
નાપાક હે યે સુલી મલઊન હે યે સુલી
કયોં ચુમતા હે ઇસ્કો કર ડાલ પારા પારા
અલ્લાહકી ઇહાનત જીસપર હુઇ હો ઉસ્કી
કરતે હો કયોં પરસતિશ અયે બે સમઝ નસારા
તાઝીમ અગર હો કરતે મેહેઝ ઇસલિયે કે ઇસપર
કુછ દેર તક ખુદાવંદ લટકા રહા તુમ્હારા
કબ્રોંકો કિસ લિયે ફિર સજદા નહીં હો કરતે
મદફુન તીન દિન તક જીસ્મેં રહા બિચારા
**સાલેહકી** હે નસીહત અબદુલ મસીહ તુઝકો
બસ હે યેહી કે કરલે ઈસ દીનસે કનારા

(૧૦) અગર ઝમીન અને આસ્માનમાં ખુદા વિના બીજો મા'બુદ હોત તો ઝમીનને આસ્માન તબાહ થઇ જાત.

ખુદાની સામે બીજો કોઈ મા'બુદ નથી. જો એવું હોત તો દરેક મા'બુદ પોતાની સૃષ્ટીની સાથે જુદો હોત ને તેમાંના દરેક બીજા ઊપર મોટાઈ મેળવવા મથત.

(૧૧) લોકો તમે મૂર્તિપુજાની ગંદકીથી બચો ને જુઠ તથા ઢોળ ચડાવેલી વાતોથી પણ બચો. એક ધ્યાનથી ખુદાના પૂજક બની જાઓ કોઈને તેનો ભાગીદાર ન બનાવો

(૧૨) ખુદા સિવાય બીજો કોઇ પૂજાને લાયક નથી, ઉત્તમ ને સારા નામ તેનાંજ છે.

## મુનાજાત

કર ઈનાયત અપની ઉલફત અય કરીમ
તા ન હો મેહશરમેં મુઝકો ખોફો બીમ
ઇશ્કમેં તેરે રહેં હમ મુબતિલા
ગેર કી ઉલફતસે તુ હમકો બચા
હો ઝબાં પર નામ તેરાહી સદા
જીસ જગા બયઠું વ યા લેટું ખુદા
ઓર દુરૂદે મુસ્તુફા હરદમ પઢું
રાહ પર ઉનકી હમેશા મેં ચલું
જો તરીકા હે રસુલુલ્લાહ કા
વો તરીકા કર મુઝે યારબ અતા

## છેવટ.

જાણવું જોઇએ કે પૃથ્વી ઉપર જેટલા સંપ્રદાયો છે, બધાનાં મૂળતત્વો ને બધાની મન્યતાઓ જેટલે દરજ્જે ઇસલામની સાથે મળતાં આવે છે એવા કોઇ સંપ્રદાયના મળતા નથી ને જે ઈસ્લામી મૂળ તત્વો છે તે બધા સંપ્રદાયોમાં સામાન્ય છે. ગમે

તો તેમનું રૂપ જુદું હોય. બીજા ધર્મોએ તેમની કાયા પલટાવી ખરાબી કરી દીધી છે ને ઇસ્લામમાં તેની અસલ બાકી છે. ખુદાની એકતા કે જેના ઉપર ઇસ્લામ ગર્વ કરે છે તેને બધા માને છે. રસુલપણું બધા કબુલ કરે છે ને કોઇ ધર્મ તેનાથી ખાલી નથી કિયામત, ઇબાદત, ઇનામ, સઝા બધામાં છે જેથી સાફ જાહેર થાય છે કે બધા ધર્મોનું મૂળ ઇસ્લામમાં છે ને બધા ધર્મો એમાંથીજ નીકળ્યા છે ને ઇસ્લામજ ખુદાઇ ધર્મ છે.

હવે એ ખ્યાલ કરવો કે જે હાલતમાં બધા ધર્મોનાં મૂળ તત્વો એકજ છે તો પછી તજવીજ ને શોધ ખોળ કરવાની શી જરૂર છે? જે ધર્મમાં જે માણસ છે તેનાજ કાયદાને અનુસર વાથી તેની મુક્તિ થઇ શકે છે. પણ આ ધારણા તદન જુઠી છે, કૃત્રિમ ને સ્વાભાવિક વસ્તુઓમાં જમીન આસ્માનનો ફેર છે. સ્વાભાવિક વસ્તુઓ જુઓ ને તેના મુકાબલામાં કૃત્રિમને વિચાર પુર્વક નિહાળો તો કૃત્રિમમાં એક પણ ખુબી સ્વભાવિક જેવી નહિ મળે. એજ હાલત ઇસ્લામ ને બીજા ધર્મોની છે. કેમકે બીજા ધર્મો કૃત્રિમ ને લોકોના મનના ઉભરા પ્રમાણે ફક્ત બનાવટી છે ને ઇસલામ સ્વાભાવિક ને ખુદાઇ ધર્મ છે જેનાં મૂળતત્વો ને આજ્ઞાઓ ખુદાની તરફથી છે ને હઝરત મુહંમદ ( સ૦અ ) ખુદાની તરફથી આવેલ ને દુનિયાને દલીલ રૂપ છે માટે જેમણે ખુદાના હુકમ પ્રમાણે અમલ ન કર્યો ને શીખામણ આપનાર સત્ય પેગંબરને અનુસર્યો ને લોકોના કૃત્રિમ ધર્મોને ખુદાના ધર્મ ગણતો રહ્યા ને ખુદાના હુકમને જોયાકે સાંભળ્યા પણ નહિ ને હમેશા તેની વિરૂદ્ધતાને ખરો માર્ગ સમજ્યા ને તેને જુઠો સાબીત કરવાને મહેનતમાં મંડયા રહ્યા ને એવુંજ માની રહ્યા કે એ ખુદાની વાણી નથી કોઇ માણસની બનાવટ છે અર્થાત સ્વભાવિક નથી કૃતિમ છે. તો એવા

લોકો મોક્ષની આશા રાખે ને પોતાની માન્યતાથી લાભ મેળવે એ અશકય છે.

સાહેબો કુરઆન ખુદાના તરફથી છે એ સાબિત થઇ ચુક્યું છે. ઘુમો પાડીને કહે છે ને પોતે ખુદાની તરફથી છે એ દાવો કરે છે કે જો આખી દુન્યાના માણસો મારો મુકાબલો કરવા આવે તો કદી કરી શકશે નહિ, હું બધા એબો ને ભુલોથી પવિત્ર છું. હું ખુદાની વાણી છું અને જેવો અર્શ પરથી ઉતર્યો તેવીજ સ્થિતિમાં ૧૩૦૦ વરસથી છું ને કિયામત સુધી એવીજ સ્થિતિમાં રહીશ. મને ન માનનાર જુલમી ને બળવાખોર છે. તે દુન્યા કે જેની કીમત ખુદાની રૂબરૂ મચ્છરની પાંખની બરાબર પણ નથી તે ફકત થોડા દિવસની છે, મરી ગયા પછી તે સ્વપ્નના જેવી જણાશે. મને જે નહિ માને તેનો મોક્ષ થવાનો નથી. સીતેર સીતેર ગજની આગની સાંકળોમાં એમને એવા જકડવામાં આવશે ને પકડવામાં આવશે કે આજ સુધી દુન્યામાં કોઇપણ માણસે કોઇપણ માણસને એવી રીતે જકડયો નહિ હોય ને એવી સખ્તી ને અપમાનથી કોઇને પકડયો નહીં હશે. મને ન માનનારાઓ ભલે જગતની થોડા દિવસની જિંદગીનો ઉપભોગ કરી લો ને સારી પેઠે મનની ઇચ્છાઓ પુરી કરો. મરણ આવતાંજ તમે નરકમાં સદા કાળ રહેનારા કષ્ટમાં ફસાઇ જશો. જેવી રીતે આજે તેના ફરમાનને ગફલતના કારણથી સાંભળતા નથી ને ખુદાને વીસરી ગયા તેવીજ રીતે તે ખુદા પણ તમને કષ્ટમાં નાંખીને ફરી તમારી ખબર પણ લેશે નહિ. નરકના દરવાનો ઘણાજ વજ્ર હૃદયના ને સ્વભાવિક રીતે નિર્દય હશે, તે મુંગા ને બહેરા હશે કે નરકવાસીઓના બુમ બરાડા સાંભળશે નહિં, ત્યાં કોઈની હીમાયત કામ આવશે નહિ તેમજ સગાઇ કે શકિત પણ કામ આવશે નહિ. નરક ઘણીજ ખરાબ જગ્યા છે ને તે ખાસ કરીને નાસ્તિકો

માટે તૈયાર કરવામાં આવી છે. હું તમોને ખબરદાર કરનાર ચોબદાર છું ને જાહેર ઢંઢેરો પીટું છું કે, ખબરદાર થઇ જાઓ, હુશીયાર થાઓ, મોત તમારા માથા ઉપર ઉભું છે; સદાકાળ જ્યાં જીવતા રહેવું છે તેનો સામાન મરવા પહેલાં તૈયાર કરો ને લાંબી મુસાફરી માટે જોઇતી વસ્તુઓ સાથે લો. જો તમે મારી શીખામણ માનો તો તમને આવા ભયંકર દુઃખની જરા પણ ધાસ્તી રહેશે નહિ ને જવાહીરો ને ચાંદીના બંગલા બનેલા તૈયાર મળશે, જે આજસુધી કોઇના વિચારમાં પણ ન આવ્યા હોય ને તેમાં મીઠી નહેરો વહે છે ને કોઈ પણ પ્રકારનો ત્યાં અટકાવ નથી ને જે વસ્તુ ચાહશો તે ત્યાં મળશે ને તે આ તાબેદારીના બદલામાં તમને મળશે ને કદી પણ ત્યાંથી તમને કોઇ કાઢી મુકશે નહિ. હું તમારૂ ઘર છોડાવતો નથી તેજ દોલત કે આબરૂથી રોકતો નથી, તમને કષ્ટમાં નાખતો નથી તો હું તમને આ સારી સલાહ આપુ છું કે બસ ખુદાને એક માનો, તેના મોકલેલા હુકમોને જીવ સાટે કબુલ કરો તેના રસુલ મુહમ્મદ (સ. અ) ના રસ્તા ઉપર ચાલો, ખુદા વિના બીજા કોઇની ભક્તિ ન કરો, દુન્યાની સાથે ભલાઈથી વર્તો ને નક્કી જાણો કે મુઆ પછી કિયામત આવનાર છે ને ત્યાં હિસાબ થશે. એજ રસ્તો સીધો ને મોક્ષદાયક ને સદાકાળનો છે, હવે જે ચાહે તે માને, મને જે કહેવાનું હતું તે કહી દીધું. છેવટમાં હઝરત મોહમ્મદ સલ૦ ની નાઅત શરીફ લખી સમાપ્ત કરવામાં આવે છે, અલ્લાહ બસ, બાકી હવસ.

જબ હિરાકે ગારસે ચેહરા દિખાયા આપને
નુરે વેહદતસે જહાં કો જગમગાયા આપને

કુફ્ર ઓર બાતિલ ઝમાનેસે મિટાયા આપને
દીનકા સીધા હમેં રસ્તા દિખાયા આપને

ચુપકે ચુપકે બુત પરસ્તીકો ઘટાયા આપને
રફ્તા રફ્તા હક પરસ્તીકો બઢાયા આપને

બાઇસે રેહમત હુવે સારે જહાંકે વાસ્તે
રેહમતુલ લિલ આલેમીં અલકાબ પાયા આપને

કર દિયા શમ્એ હકીકતકા ઉજાલા ચારસૂ
મેહરે આલમતાબ કો નીચા દિખાયા આપને

આદમીયત પરભી કિતના આપકા અહેસાન હે
નોએ ઇનસાંકો ગુલામીસે છુડાયા આપને

ઝીલ કર સો સખતીયાં સેહકર હઝારોં કુલફતેં
સબ્રો ઇસતિકલાલ કા નકશા જમાયા આપને

બસકે અવસાફે હમીદા જમ્આ થે સબ આપમેં
અહમદો મેહમુદો હામિદ નામ પાયા આપને

સમાપ્ત.

# વકફ કરેલાં ઈસ્લામી પુસ્તકોનું લીસ્ટ.

**બુસ્તાનુલ આરેફીન**–(ઉરદુ) આ પુસ્તક કુરાને શરીફ તેમજ સહી હદીસો અને બુઝુર્ગો (મહાત્મા) ના કલામોના આધારે લખવામાં આવ્યું છે. એમાં તસવ્વુફની બાબતોને દાખલા મિસાલો અને મસનવી શરીફના શએરો તથા હિકાયતોથી બહુજ સહેલ કરી દીધી છે. ૭૦૦ ઉપરાંત પાનાની દલદાર કિતાબ છે.

**ફિરદોસે ફાતેમહ**–(ઉરદુ) આ પુસ્તક પણ મોતેબર મઝહબી અરબી ફારસી કિતાબો ઉપરથી લખવામાં આવ્યું છે. એમાં દુનિયાની ના પાયદારી તથા દુનિયા કેવી છે તેની મિસાલો અને તેના સારૂ બુઝુર્ગોના વિચારો લખવામાં આવ્યા છે. ૩૦૦ પાનાની દલદાર કિતાબ છે.

**મે'રાજુલ મોમેનીન**—(ઉરદુ) આ પુસ્તકમાં નમાઝની ફઝીલતો તથા એમાં શીશી ખુબીઓ સમાયલી છે તેનું બયાન કરવામાં આવેલું છે. તેમજ નમાઝના ભાગોમાં જે જે ઉમદા બાબતો છે તેનું વર્ણન હદીસોથી કરવામાં આવેલું છે. આ કિતાબ મોતેબર મઝહબી કિતાબો ઉપરથી તૈયાર કરવામાં આવી છે. લગભગ ૧૦૦ પાના ઉપરની છે.

**રહેમતુલ લિલ આલમીન**—(ઉરદુ) આ કિતાબમાં હઝરત રસુલે ખુદા સ. અ. વ. ની પાક ઝિંદગી અને આપના અખલાક અને આપના સદગુણોનું બયાન મોટી મોટી અરબી ફારસી કિતાબોના આધારે સરલ ઉરદુ ભાષામાં લખવામાં આવ્યું છે.

**બુસ્તાને ફાતેમહ**—(ઉરદુ) આ દલદાર કિતાબ અરબીની મોતેબર કિતાબો ઉપરથી લખવામાં આવી છે. એ પણ તસવ્વુફમાં છે. એમાં ઉમદા ચાલ ચલણ અને સદગુણો ધારણ કરવા ઉપર ભાર મુકી ખુદા અને રસુલ (સલ.) ની મોહબ્બત તરફ લોકોનાં ધ્યાન ખેંચવામાં આવ્યાં છે.

